તળેગાંવ (જી. પૂના) નિવાસી શેઠ ભાગચંદભાઈ વાલચંદભાઈનાં
ધર્મપત્ની શ્રીમતી કેસરબાઈ તરફથી ભેટ



પ્રભાવના—પુસ્તિકા—શ્રેણિ

પહેલી પુસ્તિકા

# કુબેરદત્તા

લેખક : શ્રીકાન્ત

પ્રથમાવૃત્તિ — પ્રત ૭૬૨૫




: પ્રકાશક :

આચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાળા

વીર સં. ૨૪૬૫] ગોપીપુરા–સુરત [વિ. સં. ૧૯૯૫

प्रभावना-पुस्तिका-श्रेणि : पहेली पुस्तिका

# कुबेरदत्ता

[એક વેશ્યાકુમારિકાની રહસ્યપૂર્ણ જીવનકથા]

: લેખક :

ચીમનલાલ નાથાલાલ શાહ [શ્રીકાન્ત]

પાડાપોળમાં ચંગપોળ : રીચીરોડ : અમદાવાદ.

: પ્રકાશક :

પૂ. આ. શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાલા

ગોપીપુરા-સુરત.

: મૂલ્ય :

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦ નકલોના | ૫ રૂા. | ...... | ૫૦૦ નકલોના | ૨૨ાા રૂા. |
| ૨૫૦ ,, | ૧૨ રૂા. | ...... | ૧૦૦૦ ,, | ૪૦ રૂા. |

પ્રથમાવૃત્તિ] છૂટક-એક આનો [પ્રત ૭૬૨૫

## લેખકનું નિવેદન :

ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ અને પ્રાતઃસ્મરણીય, મહામહોપાધ્યાય, ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી મહારાજાએ આ કથા અનુક્રમે સંસ્કૃત અને ગૂજરાતી ભાષામાં આલેખી છે. ચરમ કેવલજ્ઞાની, પરમોપાસ્ય શ્રી જમ્બૂસ્વામિજીની જીવનકથામાં, પ્રભવ ચોરને પ્રતિબોધ પમાડવાના પ્રસંગમાં આ કથા આવે છે. ઉભય પરમર્ષિઓના આલેખનને આંખ સ્હામે રાખીને જ આ કથા લખાઈ છે : આમ છતાં એ નિર્વિવાદ વાત છે કે—સ્થળે સ્થળે સંભવિત કલ્પનાઓનો આશ્રય લીધેલો છે. સત્ય ઘવાય નહિ પણ વધારે સ્પષ્ટ બને, એ દૃષ્ટિ કલ્પનાઓ કરતાં ભૂલાઈ નથી.

ઘણાં વર્ષો પૂર્વે કુલોદ્ધારક વેશ્યાકુમારીની આ કથા મેં લખી હતી. શ્રી વીરશાસનમાં અને અમદાવાદની ધી યંગમૅન્સ જૈન સોસાયટીના સાહિત્ય અંકમાં તે પ્રગટ થઈ હતી. પુસ્તિકા રૂપે તે જ પ્રગટ કરવાની હતી, પણ તે જોતાં મને થોડી સ્ખલનાઓ જણાઈ. એ સ્ખલનાઓનું પરિમાર્જન થાય અને વાંચકોને જૂની કથા નવા સ્વરૂપે વાંચવા મળે, એ હેતુથી મેં એને ફરીથી લખી.

આમ છતાં મારી મતિમન્દતા આદિના કારણે જો કોઈ પણ સ્ખલના રહી જવા પામી હોય, તો તે બદલ ક્ષમા યાચું છું અને સુજ્ઞોને તે મને સૂચવવા વિનંતિ કરૂં છું.

આ કથા કોઈ નવલિકા લખવાની દૃષ્ટિએ લખાઈ નથી. પ્રતિબોધ, એ જ આ આલેખનનો મૂળભૂત આશય છે. એ આશય જેટલો સફલ, તેટલો જ લેખકનો, પ્રકાશકનો અને સહાયકોનો પરિશ્રમ પરહિતની અપેક્ષાએ સફલ છે.

—શ્રીકાન્ત

# કુબેરદત્તા



વિશ્વ એટલે વિચિત્રતાઓનો ખજાનો. જગતમાં ઉદ્‌ભવતી અને વિલય પામતી પ્રત્યેક ઘટના વિશ્વના વૈચિત્ર્યનો ખ્યાલ આપે છે. જગતનો ઈતિહાસ એટલે કર્માધીન પ્રાણિઓની વિવિધતામય જીવનકથા. એ જીવનકથા કર્મની ગતિ કેટલી વિચિત્ર, કેટલી વિષમ અને કેટલી ગહન છે, તેનું દર્શન કરાવે છે. અનાદિકાલીન વિશ્વમાં એક એક જીવની કથા પણ અનન્ત પ્રકરણોથી ભરપૂર છે. એ એક એક ઘટનાનું એક એક પ્રકરણ પણ અનેરા રહસ્યનું દ્યોતક છે. માણસ જેમ જેમ વિવેકસંપન્ન અને જ્ઞાનસંપન્ન બનતો જાય છે, તેમ તેમ તે કર્મજનિત ઘટનાઓના રહસ્યનો ઉકેલ પામતો જાય છે. પછી એ પોતાની અનન્ત જીવનયાત્રા માટે સંક્ષોભ અનુભવે છે અને ભાવિ જીવનયાત્રાને નિયન્ત્રિત બનાવવા મથે છે. પોતાના વિવેક અને જ્ઞાનનો તે એવો જ ઉપયોગ કરે છે, કે જે તેને પરમ સદાચારી બનાવી મૂકે છે. એ સદાચાર એની ભાવિ જીવનયાત્રાને જેમ અતિ મર્યાદિત બનાવી દે છે, તેમ તેને સુમધુર પણ બનાવી દે છે. ક્રમે ક્રમે તો તે પુણ્યાત્મા કર્મમુક્ત બની સ્વભાવસ્થ જીવનનો યાત્રિક બને છે, કે જે યાત્રામાં કશી વિષમતા નથી હોતી, કશી વિચિત્રતા નથી હોતી કે કશી અપૂર્ણતા પણ નથી હોતી.

મથુરા નગરીની સુપ્રસિદ્ધ વેશ્યાકુમારી કુબેરદત્તાની આ કથા એવી જ રહસ્યપૂર્ણ છે. આવી જીવનઘટનાઓ સંસાર પ્રતિ વિરાગ અને મુક્તિ પ્રતિ રાગ ઉત્પન્ન કરવાનું અનુપમ સામર્થ્ય ધરાવે છે, છતાં એ સામાર્થ્યનો સાક્ષાત્કાર તો યોગ્ય આત્માઓમાં જ થાય છે.

[ ૧ ]

મથુરાપુરીમાં કુબેરસનાનું નામ ઘેર ઘેર ગવાતું હતું. વેશ્યા કુબેરસેના કામદેવની સેના સમી મનાતી. કામરસિક માનવોની એ એક ઝંખના હતી. એના રૂપલાવણ્યની વાતો કરતાં પણ સંખ્યાબંધ યુવાનો ભાનભૂલા બની જતા.

છેલ્લા કેટલાક દિવસોથી તે અત્યન્ત અસ્વસ્થ રહેતી હતી. કુબેરસેનાની અસ્વસ્થતા તેની માતાને માટે તો અત્યન્ત અસહ્ય હતી. આથી તેણે શરીરપરીક્ષામાં અત્યન્ત નિપુણ એવા એક વૈદ્યને બોલાવ્યા. વૈદ્યે જોયું કે-કુબેરસેનાની અસ્વસ્થતા કોઈ રોગના કારણે નથી.

" મુશ્કેલીએ નિર્વાહ કરી શકાય એવું એક યુગલ આ કુબેર-સેનાના ઉદરમાં ઉત્પન્ન થયેલ છે. એ જ કારણ છે કે—આ અત્યન્ત બેચેન રહે છે. પ્રસવ પહેલાં આ અસ્વસ્થતા કોઈ પણ રીતિએ ટળશે નહિ."

—આટલું કહીને વૈદ્યે રજા લીધી, પણ કુબેરસેનાની માતાનું હૈયું ચિન્તાથી ભડકે બળવા લાગ્યું. તે ખૂબ જ વ્યાકૂળ બની ગઈ. તેના મુખ ઉપર શોકની કાલિમા છવાઈ ગઈ.

" પુત્રી અત્યારથી જ આટલી બધી અસ્વસ્થ બની ગઈ છે, ધીરે ધીરે એ અસ્વસ્થતા વધતી જ જવાની, પ્રસવની પીડા તો વળી એથીયે કારમી અને એમ કરતાં ય બચે, તોય જન્મેલાંનું જતન કરતાં યૌવનની ઝમક ઉડી જાય તો થાય શું ? પછી અમને પૂછે કોણ ? અમારો ધંધો ચાલે કેમ ? આજે એની લાત ખાઈને પણ આનન્દ અનુભવનારા કાલે એની સામે પણ નહિ જૂએ. એનું ને મારૂં જીવન કેવું પામર બની જાય ? પછી...પછી તો..."

—આવા આવા વિચારો કરતી તેણીએ ભયંકર ભાવિનું જાણે પ્રત્યક્ષ દર્શન જ કર્યું. તે એકદમ પટકાઈ પડી. આફતના આગમનની કલ્પના પણ પામર જીવોને કેટલી સતાવે છે ?

જ્યારે તે સ્વસ્થ બની, ત્યારે કુબેરસેના જાતે તેની પરિચર્યા કરી રહી હતી. કુબેરસેનાને જોતાં જ તેનું મગજ પુનઃ એના એ વિચારોથી ઘેરાવા લાગ્યું, પણ ધીરે ધીરે તેણે હિંમત કેળવી. કલ્પેલી આપત્તિના નિવારણનો તે ઉપાય શોધવા લાગી. તેને એક ઉપાય જડી ગયો અને તેના મુખ ઉપર લાલિમા આવી. બેઠી થઈને તેણે કુબેરસેનાના મસ્તક ઉપર વહાલસોયો હાથ ફેરવવા માંડ્યો. તેને ઉપાય તો સુઝ્યો હતો, પણ કુબેરસેના માનશે કે કેમ?–એની એને શંકા હતી. આથી કેટલીય વાર સુધી તો તે મૌન જ રહી. ચતુર કુબેરસેના તેના ભાવને કળી ગઈ હતી એટલે તે પણ કાંઈ જ બોલી નહિ.

"બેટા! મારું કહ્યું માનીશ?"–છેવટ થાકીને કુબેરસેનાની માતાએ કહ્યું.

"પણ શું, એ તો કહે!"

"હું તો તારા ભલાને માટે કહું છું. તારું દુઃખ મારાથી સહાતું નથી. આગામી દુઃખનો પહેલેથી ઉપાય યોજવો, એ જ ડહાપણનું કામ છે. અને આ તો? આ તો જાનનું જોખમ."

"પણ આ ક્યાં આપણા હાથની વાત છે?"

"અરે ભોળી! ગર્ભ રહ્યો એ કુદરતની કરામત, પણ આપણે એવી કરામત કરી શકીએ કે–કુદરતની કરામત નિષ્ફલ નિવડે અને આપણે માથેથી પ્રાણનું સંકટ સહજમાં ટળે."

"એટલે?" કુબેરસેનાએ સ્હેજ રોષથી કહ્યું.

"તું અકળા નહિ. જરા વિચાર કર. જીવન-મરણનો આ સવાલ છે. હું જ તારા ગર્ભને પાડી નાખું છું."

"માતા! માતા! આ તું કેવી વાત કરી રહી છે? આપણે વેશ્યા છીએ, એટલે શું માણુસ નથી? આપણુને હૃદય નથી? આપણા થોડા દુઃખ ખાતર બે જીવોને દુનિયાનો પ્રકાશ દેખતાં પહેલાં જ મૃત્યુના મુખમાં ધકેલી દેવાં? હાય, સ્વાર્થાન્ધતા!"

કુબેરસેનાએ દુઃખ અને રોષથી મિશ્રિત સ્વરે કહ્યું અને પછી તે માતાના મુખ સામે તાકી રહી. કેટલીક વાર વેશ્યાઓમાં પણ આવી માનવતા પ્રગટી નીકળે છે.

પણ તેની માતાનું હૃદય એટલું કઠોર હતું કે—તેને આવી વાતોમાં કુબેરસેનાની મૂર્ખાઈજ લાગી. તેનું હૈયું એ મૂર્ખાઈ ઉપર લ્યાનત વર્ષાવવા લાગ્યું. ક્ષણભર તો તે ક્રોધથી રાતી થઈ ગઈ, પણ તે જાણતી હતી કે—કુબેરસેના હઠીલી છે અને તેની સંમતિ વિના કશું જ બને તેમ નથી. આથી તેણે ખૂબ આર્દ્રતા દર્શાવતાં કહ્યું કે—

"બેટા ! ગર્ભનો કલેશ સહવો, એ કાંઈ સહેલ નથી. ગર્ભપાત કરતાંની સાથેજ તારી અસ્વસ્થતા નષ્ટ થઇ જશે."

"માતા ! ફરી પાછી એની એ વાત ? મારા ગર્ભનું કુશલ હો ! મારા ગર્ભનું પાલન કરવાને માટે હું ગમે તેવા પણ કલેશને સહવા તૈયાર જ છું. ભૂંડણુ વારંવાર અનેક બચ્ચાંઓને જન્મ આપે છે અને તે છતાંય તે જીવે છે, તો શું હું આટલા એક જ વારના ગર્ભમાં મરી જઈશ ? તું હવે કાંઈ બોલીશ જ મા. મારાથી એ કદી જ નહિ બને.'

કુબેરસેનાની આ તીખાશ સફલ નિવડી. એની મક્કમતા જોઇને તે વખતે તો એની માતા સર્વથા મૌન થઇ ગઈ.

કુબેરસેના વેશ્યા હતી, પણ એનું વેશ્યાજીવન એ સ્વયંસ્વીકૃત વસ્તુ નહિ હતી. માતા વેશ્યા હતી, માટે જ એ વેશ્યા બની હતી. આજની વાતથી તેણીને ખૂબ આઘાત થયો. વેશ્યાજીવન એટલે આટલું ક્રૂર, આટલું અધમ જીવન ? થોડીક તકલીફ, થોડાક સ્વાર્થ માટે ગર્ભસ્થ જીવોનો સંહાર કરતાં જરાય અરેરાટી નહિ ? પોતાના વેશ્યા-જીવન ઉપર તેને ઘૃણા ઉપજી.

સૌન્દર્યનાં કાટલાંથી દુઃશીલની જ્યાં કિંમત ઉપજે છે, એવા મોહના બજારમાં રૂપરાણી તરીકે પંકાતી અને રંગીલા જુવાનોની એકસરખી માનીતી થઇ પડેલી એ કુબેરસેનાને, આજે

પહેલી જ વાર પોતાની અવસ્થા પ્રત્યે તિરસ્કાર પ્રગટયો. વૈભવવિલાસને જીવનની સાર્થકતાને એક અને અનુપમ ઉપાય માનતી આવેલી એ વેશ્યાને, આજે જ ભાન થયું કે-એવી માન્યતા માણુસ જેવા માણુસને પણ કેટલો બધો નિષ્ઠુર અને દુષ્ટ બનાવી મૂકે છે.

વેશ્યા, એ પણ આખર મનુષ્ય તો છે ને? માનવતાની ફોરમ પ્રગટતાં, ગમે તેવા પણ માનવીનું હૈયું સ્વાભાવિક રીતિએ જ સુન્દર લાગણીઓનું ધામ બની જાય છે. નીચમાં નીચ કર્મોમાં પણ સંયોગવશ પ્રવૃત્ત થયેલાઓ, કોઈ તેવા પ્રસંગે સદ્‌બુદ્ધિને પામી જાય છે અને એવા અવસરે જો સંયોગોની સાનુકૂળતા પ્રાપ્ત થઇ જાય છે, તો તે માણુસો પૂર્વે જેટલા નીચ હોય છે, તેના કરતાં પણ ઉત્તર કાળમાં વિશેષ ઉચ્ચ બની જાય છે.

કુબેરસેનાને આજે માનવતા લાધી, પણ સંયોગો પ્રતિકૂળ હતા. આથી અવસર આવ્યે વેશ્યા મટી ગૃહિણી બનવું, એટલો જ સંકલ્પ એ કરી શકી.

[ ૨ ]

આજે પ્રસૂતિનો પ્રથમ દિવસ હતો. નવ નવ મહિના સુધી એણે સહેલી વેદના ઉપર આજ કલશારોપણ થયું હતું. આજે તો તેણે અસહ્ય વેદના અનુભવી હતી. તેની રમ્ય મુખાકૃતિ આજે વિકૃત બની ગઇ હતી. દેહ શિથીલ બની ગયો હતો અને આંખોનો ચળકાટ પણ કમી થઈ ગયો હતો. કપોલ પર સુરખી ને લલાટ પર ભવ્યતા તો હોય જ શાની?

તેની પાસે જ કુમાર-કુમારીનું યુગલ પડયું હતું. ઉભયનાં મુખો ઉપર ભાવિની ભવ્યતા તરવરી રહી હતી. કુબેરસેનાનું સૌન્દર્ય બન્નેયને પ્રાપ્ત થયું હતું. કઠોર હૈયાના માનવીને પણ વાત્સલ્યપૂર્ણ બનાવવાનું એ મુખાકૃતિઓમાં સામર્થ્ય હતું.

કુબેરસેનાએ એ યુગલને જોયું ને એની આંખ ચમકી. કેટલાં

સુન્દર ? કેટલાં નિર્દોષ ? તેનું વાત્સલ્ય ઉભરે ચઢયું. તેનું હૃદય કોઈ અકથ્ય પ્રેમભાવ અનુભવવા લાગ્યું. પોતાની સઘળી જ પીડાને તે ભૂલી ગઈ અને આનન્દના અતિરેકથી એકદમ પ્રફુલ્લ બની ગઈ.

કુબેરસેનાનો આ આનંદ પાસે જ ઉભેલી તેની માતાથી છૂપો ન રહ્યો. તે રડી પડી. તેના હૈયામાં તો અત્યારે ક્રોધનો અગ્નિ ધીકી રહ્યો હતો, પણ ક્રોધભર્યા વચનોથી કામ લેવા કરતાં આંસુઓથી કામ લેવામાં જ સાર છે–એમ તે સમજતી હતી.

આંસુ ઢાળવાં, એ તો સ્ત્રીઓની હસ્તગત કળા છે. અને આંસુ-ઓમાં ક્યાં કમ તાકાત છે ? આંસુ, એ તો નોધારાંનો પરમ આધાર છે. વજ્રહૃદયીને પણ આંસુથી પીગળાવી શકાય છે. કેટલાંય અસાધ્ય જેવાં કાર્યો આંસુથી સધાય છે. અશ્રુની માયા જ કોઈ અજબ છે.

કુબેરસેનાની દૃષ્ટિ રૂદન કરતી માતાના મુખ ઉપર પડી. તેનો ચ્હેરો એકદમ રૂક્ષ બની ગયો. માતાના આ સ્વાર્થપૂર્ણ રૂદનથી તેને ચીડ ચઢી, પણ તે લાંબો કાળ ટકી શકી નહિ. તેણે કહ્યું–

" માતા ! તું કૃપા કરીને રડ નહિ. તારે જે કાંઈ કહેવું હોય તે ખૂશીથી કહે. "

કુબેરસેનાના આ બોલે તેની માતામાં હિંમત પ્રગટાવી અને એથી જ તે રોતાં રોતાં કહેવા લાગી કે–

" હું કહું તેમાં શું વળ્યું ? તે દિવસે જ તેં મારૂં કહ્યું માન્યું હોત, તો આજે આ દશા ન હોત. આ બાળકો તો તારાં વૈરી છે. પેટમાં આવીને તો આ બાળકોએ તને મૃત્યુના દ્વારમાં ખડી કરી દીધી. હવે પણ આ તારો છૂટકો કરે, એટલે બસ. "

" પણ..." કુબેરસેનાએ નરમાશથી કહ્યું.

" પણ-બણ કાંઈ નહિ. તારામાં કશી અક્કલ છે કે નહિ ?" કુબેરસેનાની નરમાશે તેને ઉગ્ર બનવામાં સહારો આપ્યો. " આ બાળકોને સ્તનપાન કરાવવું, એ તો યૌવનનો અકાળે નાશ વહોરી

લેવા જેવું છે: અને યૌવન એ જ વેશ્યાઓ માટે આજીવિકા છે. કાંઈક સમજ અને જુવાનીને જીવની માફક જાળવ!"

કુબેરસેના તો ઉંડા વિચારમાં ગરકાવ બની ગઈ હતી. તે બધું સાંભળતી હતી અને બધું સમજતી હતી, પણ–'હવે કરવું કેમ?' –એ તેની મનોગત મુંઝવણ હતી.

તેની માતા જાણે તેની મુંઝવણને પામી ગઇ હોય, તેમ પુનઃ કહેવા લાગી કે–"જો બેટા! આપણને છોકરાંનો મોહ રાખવો પાલવે નહિ. આ જો, પેટમાંથી પડેલી આ મેલી જેમ ત્યાજ્ય છે, તેમ આપણે માટે તો આ બાળકો પણ ત્યાજ્ય છે. વેશ્યાઓ માટે આ સિવાયનો કોઇ માર્ગ જ હોઇ શકે નહિ."

કુબેરસેનાની માતા હજુ પણ રડી રહી હતી. તેના શબ્દોમાં આર્ત્તતા અને આવેશ હતાં. તેનો ચ્હેરો દયાજનક અને ભયંકર હતો. રૂદન, સખ્તાઇ અને શીખામણ ત્રણેયને મીલાવીને એ પોતાનું ધાર્યું કરાવવાની પેરવીમાં હતી.

કુબેરસેના પણ જેમ નવજાત યુગલને કાળનો કોળીયો બનાવવા તૈયાર નહોતી, તેમ માતાને નિરાશ કરવાની ય તેની તૈયારી નહોતી. માતાનું રૂદન, યૌવનનાશની ભીતિ, આજીવિકાની ચિન્તા અને બાળકો પ્રત્યેનું વાત્સલ્ય-આમાં કોની અવગણના કરવી, એ પ્રશ્ન હતો. તેણે વિચારી જોયું કે-'માતાની અવગણના થઈ શકે?' નહિ જ, કારણ કે–એનો જ મારે આશ્રય છે. 'યૌવનનાશને વધાવી શકાય?' નહિ જ, કારણ કે–યૌવનના પ્રતાપે તો હું આજે આ સાહ્યબી ભોગવા રહી છું. અને–'આજીવિકાની ચિન્તાને તો કેમ જ અવગણી શકાય?' કારણ કે-મારા જેવી વેશ્યાની દયા પણ કોણ ખાય? ત્યારે કરવું શું? બાળકોને મરાય તો નહિ જ. તે ઉપાય શોધવા લાગી.

કુબેરસેનાને હજુ પણ વિચારગ્રસ્ત બનેલી જોઈને તેની માતાએ કહ્યું કે–"બેટા! તું નાહક મુંઝાય છે. નીતિશાસ્ત્રકારો પણ પુત્ર, ધન ને કુટુમ્બના ભોગે આત્મરક્ષા કરવાનું કહે છે. પુત્ર-પુત્રીની ચાહના

અને પાલન પોતાના સુખને માટે જ કરાય છે, પણ આનું પાલન કરતાં તો આપણું સુખ નષ્ટ થઈ જાય છે."

કુબેરસેનાએ જોયું કે–માતાનો આગ્રહ પ્રબલ છે. બીજી તરફ તેને યૌવનની લાલસા અને આજીવિકાની ચિન્તાએ પણ મુંઝવી. કુબેરસેના ગરીબ નહિ હતી, સમૃદ્ધ હતી, પણ વેશ્યાઓની આવક જેમ મોટી હોય છે, તેમ ખર્ચ પણ મોટો હોય છે. વેશ્યાઓ, અને તેમાં પણ સારી જેવી આવક ધરાવતી વેશ્યાઓ તો, ખૂબ ખર્ચાળ જીવન જીવવવાને ટેવાઈ ગએલી હોય છે. રૂપનો ગર્વ અને વૈભવનો શોખ, સૌન્દર્યવતી વેશ્યાઓમાં વિશેષ હોય છે. શ્રીમંત જુવાનોને નચાવવા અને નીચોવવા, એ તેમની સાધના હોય છે. કુબેરસેના એ વૃત્તિથી પર નહોતી. એના અન્તઃકરણમાં નવજાત યુગલ પ્રત્યે મમતા જરૂર હતી, પણ તે મમતા એવી તો નહોતી જ, કે જે તેની યુવાનીની લાલસાને અને વૈભવમય જીવન જીવવાની અભિલાષાને દબાવી શકે. જેની આંખ પોતાના ઉપર પડે, તે આકર્ષાયા વિના રહે નહિ, સૌન્દર્ય જોઈ મુગ્ધ બન્યા વિના રહે નહિ, કામવિવશ બનીને ચરણ ચાટતો ગુલામ બન્યા વિના રહે નહિ, એ કુબેરસેનાના હૃદયની તીવ્ર ભાવના હતી. આ ભાવનામાં સન્તાનવાત્સલ્યનો ભાવ કેટલોક કાળ ટકી શકે?

કુબેરસેનાના અન્તઃકરણમાં માનવતા ને પાશવતા વચ્ચે લાંબો કાળ તુમુલ યુદ્ધ મચ્યું, પણ આખર વિજય તો પાશવતાએ જ મેળવ્યો. પાશવતાના વિજયમાં માતા પ્રત્યેની તેની મમતા વિશેષ કારણ રૂપ નહિ હતી, પણ કુબેરસેનાની મલિન મનોવૃત્તિઓ જ મુખ્ય કારણ રૂપ હતી. આમ છતાં કુબેરસેના તેની માતા જેટલી કઠોર બની શકી નહિ. સ્વાર્થને ખાતર પોતાનાં જ સંતાનોનો સંહાર કરવા જેટલું તેનું હૃદય હજુ દુષ્ટ નહોતું બન્યું: કારણ કે–એ હજુ તાજી વેશ્યા હતી. વેશ્યાઓમાં અતિ દુષ્ટતા આવે છે, પણ તે પરમ્પરાએ. અધમ વૃત્તિ અને અધમ પ્રવૃત્તિમાં રાચતાં ક્રમે ક્રમે દુષ્ટતા વધતી જાય છે અને એક કાળે વેશ્યાઓ કુબેરસેનાની માતા જેવી જ અતીવ દુષ્ટ હૃદયવાળી

બની જાય છે. કુબેરસેનાની માતાને મન બે બાળકોની હત્યા, એ કોઈ સંક્ષોભ પેદા કરનારી ઘટના નહોતી. અનેક જુવાનોને જેણે બરબાદ કર્યાં હોય, જીવતાં મરેલા જેવા કર્યાં હોય, તેને હજુ આજે જ જન્મેલાં એ બાળકોને મારી નાખવાં, એ તો રમત વાત ગણાય. આથી જ કુબેરસેનાની માતા કેવળ સ્વાર્થપૂર્ણ ઉક્તિઓ વદી રહી હતી.

એની સ્વાર્થપૂર્ણ ઉક્તિઓએ કુબેરસેનાની મલિન મનોવૃત્તિને ઉત્તેજી, ખૂબ ઉત્તેજી, છતાં કુબેરસેના તેટલું નિર્ઘૃણ કર્મ કરવાને તો કોઈ જ રીતિએ તૈયાર થઈ નહિ. તેણે કહ્યું :

" માતા ! તું કહે છે તે બરાબર જ છે, પણ તું થોડીક સબૂર કર. આ બાળકોને માટે કાંઈ જ ન થઈ શકે તેમ ભલે હોય, પણ દશ દિવસ સુધી તો મને સ્તનપાન કરાવી લેવા દે. મારો આટલો મોહ પૂરો કરી લેવા દે. પછી તારી ઇચ્છા મુજબ કરીશું. "

[ ૩ ]

લોકોક્તિ છે કે-' અણીનો ચૂક્યો સો વર્ષ જીવે.' નવજાત યુગલના સંબંધમાં પરિણામ લગભગ એવું જ આવ્યું.

કુબેરસેનાએ દશ દિવસની મહેતલ માગી. તેણીની માતા હૃદયથી એક ક્ષણ પણ બાળકોને જીવતાં રહેવા દેવા ચાહતી નહોતી, પણ તેણે જોયું કે-આટલી આટલી વેદના સહવા છતાં, આટલી આટલી સમજાવટ છતાં અને મેં એકધારું રૂદન કર્યા કર્યું તે છતાં ય, આ દુરાગ્રહી છોકરી જ્યારે માત્ર દશ જ દિવસની મહેતલ માગે છે, તો ભલે તેમ હો ! હવે આને વધારે છેડવી એ ઠીક નથી. આવું ધારીને તેણીએ નારાજ દીલે પણ કાંઈક અનુમતિ દર્શાવી.

કુબેરસેનાએ ધારેલું કે-' આ બાળકોને દશ દિવસ સુધી સ્તનપાન કરાવીને ક્યાંક મૂકી દેવાં, કે જેથી તેમનું ભાગ્ય હોય તો જીવી જાય: અને માત્ર દશ જ દિવસ સ્તનપાન કરાવવાથી કાંઈ સૌન્દર્ય થોડું જ ભાગી જવાનું હતું ? '

પણ જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ કુબેરસેનાની ચિન્તા અને મમતા વધવા લાગી. દેવકુમાર અને દેવકુમારી જેવાં પોતાના જ ઉદરથી જન્મેલાં પુત્ર–પુત્રી પ્રત્યે કયી માતા મોહઘેલી બનતી નથી? કુબેરસેનાએ દશ દિવસોમાં તો બહુ બહુ વિચારો કર્યા, પરન્તુ તેણીના સર્વ વિચારો, જોરથી ફુંકાતો વાયુ જેમ વૃક્ષોને પાડી નાખે તેમ, સ્વાર્થવિવશતાની ગહરી લહરીમાં ખીંચાઈ ગયા.

એમ કરતાં દશ દિવસ પૂરા થઇ ગયા અને કાલરાત્રિના પ્રતીક સમો અગીઆરમો દિવસ આવી પહોંચ્યો. માતા દિવસો ગણ્યા કરતી હતી, એની કુબેરસેનાને ખબર હતી. કુબેરસેના પોતે પણ છોકરાં માટે પોતાનું સૌન્દર્ય વેડફવા તૈયાર નહોતી. તેણીએ તે બન્નેય સંતાનોનો પરિત્યાગ કરવાનો નિર્ણય કર્યો.

અગીયારમે દિવસે કુબેરસેનાએ નામકરણની ક્રિયા કરી. પુત્રનું નામ કુબેરદત્ત રાખ્યું અને પુત્રીનું નામ કુબેરદત્તા.

મથુરાના વિખ્યાત કારીગરો પાસે બે મુદ્રિકાઓ વિશિષ્ટ આકારની તૈયાર કરાવી. તે બન્ને મુદ્રિકાઓમાં એક ઉપર પુત્રનું અને બીજી ઉપર પુત્રીનું નામ અંકિત કરાવ્યું. બન્નેય બાળકોને પોતપોતાના નામથી અંકિત મુદ્રિકાઓ કુબેરસેનાએ પહેરાવી દીધી.

એક લાકડાની પેટીમાં મખમલની ગાદી બીછાવરાવી. છેલ્લાં વહાલભર્યા ચુંબનો કરીને કુબેરસેનાએ બાળકોને રેશમી વસ્ત્રો પહેરાવી તેમાં સુવાડ્યાં. બાળકોને જરા ય આંચ ન આવે, એવી રીતિએ એ જ પેટીમાં કુબેરસેનાએ રત્નો ભર્યાં અને ભારે હૈયે બંધ કરી દીધી.

પછી પેટીને ઉપડાવી તે યમુના નદીને તીરે આવી. ધારણા મુજબ પેટીને તેણીએ જાતે જ યમુનાના પ્રવાહમાં વહેતી મૂકી. હવે એની ધીરજ ખૂટી ગઇ. ત્યાં ને ત્યાં, જાણે કે–એ પોતાનાં બાળકોને નયનાંજલિના જલનું સમર્પણ કરતી હોય તેમ, ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડી પડી.

એ વેશ્યા હતી, રૂપગર્વિતા હતી, સ્વાર્થવિવશ હતી, મલિન

મનોવૃત્તિઓથી ઘેરાએલી હતી, પણ માતા તો હતી જ ને? યમુનામાં પોતાના જ હાથે વહેતી મૂકેલી પેટી જ્યાં સુધી દેખાઈ, ત્યાં સુધી તેણે તે તરફ જોયા જ કર્યું અને રડ્યા જ કર્યું. યમુનાના પ્રવાહમાં તણાતી એ પેટી જ્યારે દૃષ્ટિપથની બહાર નીકળી ગઈ, ત્યારે જ તે પાછી વાળી: પણ તેણીનું જોમ હરાઈ ગયું હતું.

કુબેરસેનાની માતા તો માનતી હતી કે-'હાશ, બલા ટળી.' પણ પુત્રીને ખેદવતી જોઇને તે આશ્વાસન આપવા લાગી. એ કાળે તો કુબેરસેનાને એ આશ્વાસનના શબ્દો પણ તીક્ષ્ણ બાણોથી વિંધાવા જેવી વેદના ઉપજાવતા હતા, પણ દિવસો ગયા ને શોક ઉડી ગયો.

મોહાધીન સગા-સંબંધિઓ ભલેને રૂદન કરતાં બોલતા હોય કે-"તારા વિના અમારાથી જીવાશે જ નહિ." પણ એ પોકાર અલ્પ-જીવી જ હોય છે. થોડા જ કાળમાં મરનાર ભૂલાઈ જાય છે અને એ જ ઘેર લગ્નના મંડપો રચાય છે, વાજાં વાગે છે, મિષ્ટાન્નો ઉડે છે તેમજ-'નહિ જીવાય'-એવી પોકો મૂકનારા સમ્બન્ધિઓ પણ લગ્નના એ ઉત્સવમાં રસભેર મહાલતા હોય છે.

ગૃહસ્થોની પણ જ્યાં આ સ્થિતિ હોય છે, ત્યાં બીચારી કુબેરસેના તો વેશ્યા હતી. એના હૈયામાંથી સન્તાનમોહ નીકળી જાય, સન્તાન-પરિત્યાગનો પરિતાપ સમૂલ નષ્ટ થઈ જાય અને વિલાસમયતા જાગૃત થાય, એમાં આશ્ચર્ય પામવા જેવું છે જ શું?

[ ૪ ]

કુબેરસેના જ્યારે પોતાના ભવન તરફ ધીમી ગતિએ અને ભારે હૈયે જતી હતી, ત્યારે તેણીએ યમુનાના પ્રવાહમાં વહેતી મૂકેલી પેટી પવનના સુસવાટાથી વેગવાળી ગતિએ આગળ વધી રહી હતી. કુબેરસેનાએ પોતાનાં સંતાનોનો પરિત્યાગ કરવા છતાં, તેઓ કોઈ પણ રીતિએ જીવી જાય અને સુખી થાય એની કાળજી રાખી હતી, પણ બાળકોનું જીવન કેટલું બધું અનિશ્ચિત ગણાય?

બાળકો દશ દિવસનાં હોઈ નબળાં હતાં, પણ તેમનું પુણ્ય પ્રબલ હતું. પ્રબલ પુણ્યનો ઉદય રંકને રાય બનાવી શકે છે અને અસહાયને અણધારી સહાય મેળવી આપે છે. કુબેરસેનાએ તે બાળકોને તેમના ભાગ્યના ભરોસે તજ્યાં હતાં : સંયોગો એવા હતા કે-મૃત્યુ ઘુરકીયાં કરી રહ્યું હોય : પણ પ્રબલ પુણ્યને ધરનારાં બાળકોને ઉની આંચ પણ આવતી નથી.

કુબેરસેનાએ યમુનાના પ્રવાહમાં વહેતી મૂકેલી તે લાકડાની પેટી સાયંકાળે શૌરીપુર નામના નગર પાસે આવી પહોંચી. શૌરીપુર, એ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોનું એક અતિ રમણીય પ્રાચીન તીર્થસ્થાન છે. વર્તમાન અવસર્પિણી કાળમાં થયેલા ચોવીસ તીર્થંકરદેવોમાંના ભગવાન શ્રી નેમનાથસ્વામિજી નામના બાવીસમા તીર્થપતિની એ જન્મભૂમિ છે. ભગવાન નેમનાથસ્વામિજીના જન્મકલ્યાણકથી પાવન થયેલી એ નગરી તે કાળે સમૃદ્ધ હતી. આજે તો એની સ્થિતિ માત્ર તીર્થસ્થાન હોવાના કારણે જ બની રહી છે, એમ કહીએ તો ચાલે.

યમુનાના કિનારે વસેલા એ શૌરીપુર નામના નગરના ઘાટ ઉપર તે દિવસના સાયંકાળે બે શ્રેષ્ઠિપુત્રો ફરવા આવ્યા હતા. તેમની નજર પેલી પેટી ઉપર પડી. "આ પેટીમાં શું હશે? ક્યાંથી તણાઈને આવતી હશે?"–એવા વિચારો કરતાં કરતાં તે બન્નેની જિજ્ઞાસા વધી ગઈ. તરવાની કળામાં બેઉ કુશળ હતા, એટલે બેઉએ નદીમાં પડી, પેટીને કિનારે લઈ આવી, તપાસવાનું નક્કી કર્યું. કપડાં ઉતારી તેઓ નદીમાં પડ્યા અને તરતી પેટીને કિનારે લઈ આવ્યા.

પેટીને ખોલતાં તેમના આશ્ચર્ય અને આનન્દનો પાર રહ્યો નહિ. તેમને લાગ્યું કે–'ખરેખર, આ કોઈ દેવતાઈ ભેટ છે.' રત્નો અને રત્નોથી પણ વધારે કિંમતી તથા વધારે સુશોભિત બાળકો જોઈ તેમનું હૈયું આનન્દથી નાચી ઉઠ્યું. કોઈ પણ માતા આવી રીતિએ પોતાનાં બાળકોને તજે, એ એમને અસંભવિત ભાસ્યું. શત્રુના ભયથી પોતાનાં બાળકોનું રક્ષણ કરવાને કોઈ રાજરાણી ભાગી છૂટી હોય

અને કોઈ કારણે તેની આ પેટી નદીમાં પડી ગઈ હોય એ બનવા-જોગ છે,–એવી એવી તો અનેક કલ્પનાઓ તેમણે કરી લીધી. તેમણે માન્યું કે–'ગમે તેમ બન્યું હોય, પણ વિધિએ આપણા ઉપર પ્રસન્ન થઈને જ આપણને આ ભેટ મોકલી આપી છે.'

બન્ને શ્રેષ્ઠિપુત્રોએ ત્યાં ને ત્યાં જ વહેંચણી કરી લીધી. પુત્રનો અર્થી શ્રેષ્ઠિપુત્ર કુમારને અને પુત્રીનો અર્થી શ્રેષ્ઠિપુત્ર કુમારિકાને, એમ બેઉ તે બાળકોને પોતપોતાને ઘેર લઈ ગયા. તેમની પત્નીઓ પણ એથી ખૂબ જ હર્ષ પામી. તેમણે મુદ્રિકાઓ ઉપર અંકિત થયેલ કુબેરદત્ત અને કુબેરદત્તા નામ કાયમ રાખ્યાં. દૈવી સંપત્તિ માનીને તેઓ તેમનું જીવથી પણ વિશેષ જતન કરવા લાગ્યાં.

પુણ્યોદયની આ બલિહારી છે. પાપોદયે રાજપુત્રો પણ રખડતા થઈ જાય છે, જ્યારે પુણ્યોદયે વેશ્યાનાં સન્તાનો પણ ઉચ્ચ કુલનાં માણસોની સેવાને પામી શકે છે. જેમના જીવવા વિષે અંદેશો હતો, એ બાળકો શ્રેષ્ઠિપુત્રોને ત્યાં અનુપમ સારવારને પામે, એ પ્રસંગ ભલભલા નાસ્તિકોને પણ પુણ્ય–પાપ જેવી કોઈક વસ્તુની હયાતિ છે, એમ માનવાને સહજ રીતિએ પ્રેરે એવો છે.

## [ ૫ ]

અનાદિકાલથી સમયનો પ્રવાહ અસ્ખલિતપણે વહી રહ્યો છે અને અનન્તકાલ પર્યન્ત એ અસ્ખલિતપણે વહેતો જ રહેવાનો છે. એના પ્રવાહને કોઈ થંભાવી શક્યું ય નથી અને થંભાવી શકવાનું પણ નથી. એ પ્રવાહે અનન્તા આત્માઓને અનન્તી વાર જન્મતાં પણ જોયા છે અને મરતાં પણ જોયા છે. જેટલા સમય માટે જે જીવન જીવવાનું ભાવિ જે જીવને માટે નિમાર્યું હોય છે, તેટલો સમય પૂર્ણ થતાં તે મરણ પામે છે અને અન્ય સ્થાને જન્મી અન્ય જીવન જીવવા લાગે છે. આ જ કારણે ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–એક ક્ષણનો પણ પ્રમાદ ન કરો. જે ક્ષણ ગઈ તે ગઈ. તે

પાછી મળવાની નથી. ગએલી ક્ષણો માટે પશ્ચાત્તાપ કરવાનો તજી આવતી ક્ષણોમાંની એક પણ ક્ષણ પ્રમાદમાં ન ગુમાવી દેવાય, તેની કાળજી રાખો. ગએલી ક્ષણોનો યદિ પશ્ચાત્તાપ કરો, તોય તે એવો જ કરો, કે જેથી ભાવિ ક્ષણોનો સદુપયોગ સાધવાને તમે સમર્થ બની શકો. સમયની ગતિ અસ્ખલિત છે અને આયુષ્ય મર્યાદિત તથા ચંચળ છે. આ દશામાં માણુસ સત્કર્મ પછી અગર કાલે કરીશું, એમ કેમ કહી શકે? બાલક જોત-જોતાંમાં યુવાન બની જાય છે અને યુવાનને વૃદ્ધ બનતાં પણ વાર કયાં લાગે છે? અજ્ઞાનિઓને કાલ કેમ ગયો તે જણાતું નથી, જ્યારે તત્ત્વજ્ઞાનિઓ પોતાના જીવનની પ્રત્યેક ક્ષણ કેવી જાય છે એની તકેદારી રાખે છે. તત્ત્વજ્ઞાનિઓ મૃત્યુના સાદને હરપળે સાંભળી શકે છે, જ્યારે અજ્ઞાન આદિના યોગે બહેરા જેવા બની ગયેલા જીવો પોતાને અમર માનતા હોય એ રીતિએ વર્તે છે. ભ્રમર કમળમાં બીડાતાં સુધી રસલોલુપતાના કારણે બેખ્યાલ રહે છે. દુનિયાના જીવો પણ અર્થ અને કામની લોલુપતાના યોગે આત્મા હરપળે હણાઈ રહ્યો છે ને મૃત્યુ નજદિક આવી રહ્યું છે, એ ખ્યાલથી પર રહે છે. આવી બેખ્યાલ દુનિયા સુખની અર્થી છતાં દુઃખથી રીબાતી હોય, એમાં આશ્ચર્ય પામવા જેવું પણ શું છે?

કુબેરદત્ત અને કુબેરદત્તાનું જે લાલન-પાલન થતું, તે લાલન-પાલન શ્રેષ્ઠિપુત્રવધૂઓ પોતાની કુક્ષિથી જન્મેલ પણ બાળકોનું કરે, તેથી ય વિશેષ હતું. લાલન-પાલનની સાથે તેમના શિક્ષણનો પણ સુન્દર પ્રબંધ કરવામાં આવ્યો હતો. તે બન્નેય ભાઈ-બેન થોડા જ કાળમાં કલાકુશલ બની ગયાં. એમ કરતાં કરતાં તે બંને રૂપને પાવન કરનાર અભિનવ યૌવનને પામ્યાં. ચન્દ્ર સોળેય કળાએ ખીલ્યો હોય ત્યારે કેવો મનોરમ ભાસે છે? એના કરતાં પણ આ ભાઇ-બેનનું મુખ-દર્શન વિશેષ મનોરમ ભાસતું હતું.

સુન્દર માતાનાં આ સુન્દર સન્તાનો, નવયૌવનની પગથીએ

પગ માંડતાં તો, સારાય શૌરીપુર નગરની જનતાને માટે ચર્ચાનો વિષય થઈ પડ્યાં. સૌ કહેતાં કે–'આવાં રૂપસંપન્ન બાળકો કદી જોયાં નથી.' કોઈ કહેતું કે–' વિધિએ કોઈ ફુરસદના સમયે પોતાના કલા-ચાતુર્યનો પરિચય આપવા માટે જ આ બેને ઘડ્યાં છે.' આમ શૌરીપુર નગરમાં તે બન્નેયના રૂપને માટે રોજ ને રોજ અવનવી ચર્ચાઓ ચાલતી. કોઈની નજર ન લાગે, એવા હેતુથી તેમની પાલક માતાઓએ મેંશનાં ટીલાં કર્યાં, તો એ પણ તેમના સૌન્દર્યને વિશેષ ખીલવનારાં જ નિવડ્યાં.

શૌરીપુરની જનતા જ્યારે આ રીતિએ કુબેરદત્ત અને કુબેરદત્તાના રૂપની પ્રશંસા કરવામાં ઘેલી બની હતી, ત્યારે તેમનાં પાલક માતાપિતા ચિન્તામાં ને ચિન્તામાં દિવસો પસાર કરતાં હતાં. તેમણે સ્થળે સ્થળે કુબેરદત્તને યોગ્ય કન્યાની તપાસ કરાવી અને કુબેરદત્તાને યોગ્ય વરની શોધ ચલાવી, પણ નિરાશા સિવાય કાંઈ લાધ્યું નહિ. અનેક પિતા પોતાની કન્યા કુબેરદત્ત વેરે દેવાને ખૂશી હતા, પણ કુબેરદત્તનાં પાલક માતા–પિતાને એમ થતું કે–' એમ તે કાંઈ રાજહંસ સાથે કાગડીને પરણાવાય ? ' કુબેરદત્તા માટે પણ એ જ સ્થિતિ હતી. અનેક શ્રીમંતપુત્રો તેનો કર ગ્રહણ કરવાને ઉત્સુક બન્યા હતા. કુબેરદત્તા મળે તો આ જીવન અને આ સંપત્તિ ધન્ય અને સાર્થક બને, એવી માન્યતાવાળા કુલીન શ્રેષ્ઠિપુત્રોનો ટોટો નહિ હતો : પણ કુબેરદત્તાનાં માતાપિતા એ જ વિચાર કરતાં કે–' એમ તે કાંઈ કાગડાની કોટે રતન બંધાય ? ' ઘણી શોધ કરવા છતાંય જ્યારે રૂપ, ગુણ અને કલાકૌશલ્યમાં સમાનતા હોય એવી કુબેરદત્ત માટે કન્યા ન જડી અને એવો કુબેરદત્તા માટે વર પણ ન જડ્યો, ત્યારે તો તે બન્નેનાં પાલક માતા–પિતાની મુંઝવણ ખૂબ જ વધી ગઈ.

મુંઝવણ, એ એક એવી વસ્તુ છે, કે જે સારા પણ માણસને પાપમાર્ગે દોરી જાય છે. મુંઝવણમાં મૂકાએલો માણસ જ્યારે ત્રાસી ઉઠે છે, ત્યારે પાપને પણ આચરીને મુંઝવણ ટાળવા તત્પર બની

જાય છે. મુંઝવણુના સંયોગો વખતે પાપની સલાહ હૈયે જચી જતાં વાર લાગતી નથી. આથી જ ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે-મુંઝવણુના સંયોગો વખતે તો ખાસ એવા જ સંયોગોમાં રહો, કે જ્યાંથી સમતારસમાં જ ઝીલવાની પ્રેરણા મળે, સમતા ટકી રહે એવી ધીરજ પમાડનાર વાણી સાંભળવા મળે અને પાપવિચાર આપો-આપ ઉદ્‌ભવ્યો હોય તોય અલ્પકાળમાં જ નાશ પામી જાય. મુંઝવ-ણુના સંયોગોમાં મૂકાએલા માણસોને જો પાપની સલાહ દેનારા મળે, તો એ એના દુર્ભાગ્યની એક નિશાની જ સમજવી. મુંઝવણુના સમયે પાપની સલાહ દેનારા મળે છતાં પાપવૃત્તિથી પર રહે, એવા આત્માઓ તો આ સંસારમાં વિરલ જ હોય છે.

અતિ ચિન્તાથી વ્યગ્ર બનેલાં કુબેરદત્ત અને કુબેરદત્તાનાં પાલક માતાપિતાને હવે સ્થળે સ્થળેથી એ જ સલાહ મળવા લાગી કે-‘ બીજી કન્યા અને બીજો વર શોધવાનો જેટલો પ્રયત્ન કરો, તે સઘળો જ નિરર્થક છે. સૌથી સારો ઉપાય તો એ જ છે કે-આ બન્નેને જ લગ્ન-ગ્રંથીએ ગાંઠવાં.’

કુબેરદત્ત અને કુબેરદત્તાની પાલક માતાઓને એ વિષયમાં લેશ પણુ સન્દેહ નહિ હતો કે-‘ આ ભાઈ-બેન છે.’-પરન્તુ શિર પર સ્વાર બનેલી મુંઝવણે તેમને એ સલાહનો અમલ કરવાને પ્રેરી. લાંબી વિમાસણુ પછી એ શ્રેષ્ઠિપુત્રો પણુ એ વાતમાં સમ્મત થયા. પછી તો તેમના જ મગજમાં યુક્તિપરંપરા સ્કુરવા લાગી. કુદરત જ ચાહે છે કે-આ બે પતિ-પત્ની બને : અન્યથા, બેમાંથી એકને ય માટે યોગ્ય પાત્રની પ્રાપ્તિ કેમ ન થાય ? વળી એમ ખાત્રીપૂર્વક કેમ કહેવાય કે-‘ આ બે ભાઈ-બેન જ છે ?’ એમ કેમ ન હોય કે-‘ સ્નેહવતી બે રાજરાણીઓએ અચાનક આફત આવતાં પોતપોતાના સંતાનને છૂપા-વવા માટે સાથે જ પેટીમાં મૂકેલ હોય ?’

ખરેખર, સંયોગવશ પણુ પાપી બનનારા માણસોમાંય એવા માણસો તો ઘણા જ અલ્પ હોય છે, કે જેઓ પાપ આચર્યા પછી

એ વિષે પશ્ચાત્તાપ જ કર્યા કરે, પણ કદિ જ એનો ખોટો બચાવ શોધવાને પ્રેરાય નહિ.

અહીં તો કુબેરદત્ત અને કુબેરદત્તાનાં પાલક માતા-પિતાએ ભવ્ય લગ્નમહોત્સવ યોજ્યો અને ખૂબ જ આનંદથી તે બન્નેને એક-બીજાની સાથે પરણાવી દીધાં. આ રીતિએ ભાઈ-બેનને પરણાવી દેવામાં પણ તેઓએ ઘણું સમુચિત કર્યું છે, એ વિચાર જ એમના પરમ આનન્દમાં કારણભૂત હતો.

લગ્ન પછી પણ અમૂક કાલ સુધી કન્યાને તેના પિતાને જ ઘેર રાખવાનો અને યથેષ્ટ યુવાવસ્થા પ્રાપ્ત થયે જ તેડવાનો રિવાજ પૂર્વકાલમાં વિશેષ પ્રચલિત હતો. આથી લગ્ન થયા બાદ પણ કેટલોક કાળ એમ ને એમ વહી ગયો.

સમય જતાં કુબેરદત્ત અને કુબેરદત્તાના અંગ ઉપર સ્ત્રી-પુરૂષના વાહન સમો અનંગ અધિરૂઢ થયો. ઉભયનું યૌવન ઉભરાવા લાગ્યું. કુબેરદત્તનાં પાલક માતા-પિતાએ હર્ષભેર કુબેરદત્તાનું આમંત્રણ કર્યું.

[ ૬ ]

કુબેરદત્ત કુબેરદત્તાને ખૂબ ચાહતો હતો અને એ જ રીતિએ કુબેરદત્તા પણ કુબેરદત્તને ખૂબ ચાહતી હતી, પરન્તુ કુબેરદત્ત કુબેરદત્તામાં પત્નીબુદ્ધિ અને કુબેરદત્તા કુબેરદત્તમાં પતિબુદ્ધિ કેળવી શકવાને અસમર્થ નિવડ્યાં. આનું કારણ તેઓ શોધી શક્યાં નહિ. 'કોણ જાણે કેમ આમ થતું હશે?'-એમ વિચારતાં વિચારતાં જ તે બન્ને પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યાં.

એક વાર તે વરવધૂ સોગઠાંબાજી ખેલવાને બેઠાં. રમત ખૂબ જામી. એક બીજાને પરાજિત કરવાની વૃત્તિ જેમ જેમ વધતી ગઈ, તેમ તેમ રમત રંગે ચઢતી ગઈ. તેઓ વર-વધૂ છે એ વાત ભૂલી ગયાં અને પરસ્પરનાં પ્રતિપક્ષી બની ગયાં.

અચાનક કુબેરદત્તનો દાવ સીધો પડ્યો. વિજયના ઉન્માદમાં

તેણે પોતાની સોગઠીથી કુબેરદત્તાની સોગઠી ઉપર જોરથી ઘા કર્યો. એ જ વખતે તેના હાથની આંગળીએથી તેની અંગુઠી સરી પડી અને કુબેરદત્તાના ખોળામાં જઈ પડી.

કુબેરદત્તાએ એ મુદ્રિકા હાથમાં લીધી, જોઈ અને એકદમ ચમકી. તેણીએ પોતાની અંગુલીએ પહેરેલી મુદ્રિકા સાથે તેને સરખાવી. ઝવેરી જેમ પરીક્ષા માટે ઉંચી-નીચી કરે અને આમ-તેમ ફેરવે, તેમ તેણીએ પણ બન્ને મુદ્રિકાઓ સરખાવવા માંડી. બેઉ મુદ્રિકાઓ એક જાતિની બનાવટવાળી હતી. તેના ઉપરના અક્ષરોનો મરોડ સરખો હતો. બેઉ મુદ્રિકાઓ વચ્ચે તફાવત માત્ર એક કાનાનો જ હતો. વળી તે બન્નેય મુદ્રિકાઓ વિદેશમાં જ બનેલી છે, એમ પણ કુબેરદત્તા જાણી શકી. તેણીને વિચાર આવ્યો કે-' અમે ભાઈ-બેન તો નહિ હોઈએ ?' અને એ વિચારની સાથે જ તેણીની કાયા ધ્રુજી ઉઠી. રમતનું તેને ભાન રહ્યું નહિ. માથે કોઈ આકાશ તુટી પડચું હોય તેમ તે ક્રિયાશૂન્ય બની ગઈ. તેના મગજમાં બન્નેય મુદ્રિકાઓની અતીવ સમાનતા અનેક વિચારોનાં ગુંચળાં ઉભાં કરવાં લાગી.

" આ બન્નેય મુદ્રિકાઓ કોઈ દેશમાં એક જ સમયે, એક જ કારીગરના હાથે, સાથે જ ઘડાએલી છે. બન્નેય ઉપર અંકિત કરેલાં નામો પણ સમાન લિપિવાળાં છે. ખરેખર, આ બે મુદ્રિકાઓની જેમ કુબેરદત્ત અને હું રૂપમાં એક-બીજાની સમાન જ છીએ તેમજ સર્વાંગે અમે અન્યૂનાધિક છીએ. આથી એ વાત સુનિશ્ચિત છે કે-અમે બન્ને સાથે જ જન્મેલાં ભાંડુઓ છીએ. દુર્દૈવે જ અમારા આ વિવાહનું અકૃત્ય કર્યું છે. અમો બન્નેય ભાંડુઓ ઉપર સમાન વાત્સલ્ય હોવાના કારણે જ, અમારા પિતાએ અગર અમારી માતાએ આવી વિશિષ્ટ કોટિની એકસરખી મુદ્રિકાઓ કરાવી હોવી જોઈએ. અમારૂં લગ્ન થયાને આટલો સમય થવા છતાં, મારામાં કુબેરદત્ત પ્રતિ પતિભાવ ન પ્રગટચો અને કુબેરદત્તમાં મારા પ્રતિ પત્નીભાવ ન પ્રગટચો, એનું વાસ્તવિક કારણ એ જ છે કે-અમો બન્ને સહોદર

છીએ."–આવો નિશ્ચય કરીને કુબેરદત્તા ખૂબ ખેદ કરવા લાગી. તેણીની આંખો અશ્રુઓથી ભીંજાઈ ગઈ.

કુબેરદત્ત તો અત્યાર સુધી રમતની જ ધૂનમાં હતો. હવે કુબેરદત્તાને પૂરેપૂરી કેમ હરાવી શકાશે, તેની જ એ ગણત્રી કર્યા કરતો હતો. કુબેરદત્તા જ્યારે માનસિક વલોપાતથી મુંઝાઈ રહી હતી અને સંતાપથી શેકાઈ રહી હતી, ત્યારે કુબેરદત્ત આનંદમાં મસ્ત બનીને–'હવે પાસો આમ ફેંકવો ને તેમ તેમ ફેંકવો'–એની જ ગડમથલમાં પડ્યો હતો.

કુબેરદત્તાની પાસે તેણે ક્યારનો ય પાસો મૂક્યો હતો, પણ જ્યારે થોડો સમય વહી જવા છતાં પણ પાસો પડતો દેખાયો નહિ, ત્યારે તેની વિચારતન્દ્રા તૂટી. તેણે ઉંચે જોયું તો બે મુદ્રિકાઓની ઉપર પોતાની દૃષ્ટિ ઠેરવીને, કુબેરદત્તા રૂદન કરી રહી હતી.

"આ શું? તું તે રમવા બેઠી છે કે રડવા બેઠી છે? હજુ આટલી હારમાં જ ગભરાઈ ગઈ કે? હમણાં હું આખી બાજી જીતી જઈશ, ત્યારે તો તું શુંય કરીશ, કેમ?"

કુબેરદત્તા કાંઈ જ બોલી નહિ. ઉભય મુદ્રિકાઓ ઉપર સ્થિર બનેલી તેણીની દૃષ્ટિ પણ ચલાયમાન થઈ નહિ. તેનું હૃદય આકૂળ-વ્યાકૂળ થઈ રહ્યું હતું.

"આ વીંટીમાં શું જોવાનું છે? તારે જોઈતી હોય તો મારી વીંટી પણ તું જ રાખ, બસ હવે?"

"કુબેરદત્ત!" કુબેરદત્તાએ ખૂબ રૂંધાતા સ્વરે કહ્યું.

"પણ છે શું?"

"હું નહિ કહું. આ મુદ્રિકાઓ જ કહેશે."

એમ કહીને કુબેરદત્તાએ બન્ને ય મુદ્રિકાઓ કુબેરદત્તના હાથમાં મૂકી. કુબેરદત્તે ગંભીર બનીને તે મુદ્રિકાઓ જોઈ. તે ય ચમક્યો અને

વિષાદ પામ્યો. તેને પણ ખાત્રી તો થઇ જ ગઇ કે-'અમે બે ભાઈ -બેન જ છીએ.'

આમ એ બન્નેય હૃદયો ચિન્તાના દાવાનળમાં શેકાવા લાગ્યાં. અજાણતાં પણ પોતાનો ભાઇ પોતાનો પતિ બને, એ ખમવાને આર્યમહિલા તૈયાર હોતી નથી અને ભગિનીને ભાર્યા બનેલી જાણી કોઈ આર્યપુરૂષ ભારે વિષાદને અનુભવ્યા વિના રહેતો નથી.

[ ૭ ]

અધમ આચરણ આચરાઇ ગયા બાદ-' હશે ત્યારે, થઈ ગયું તે થઈ ગયું.'-એમ માનીને આશ્વાસન મેળવનારા અને અધમતાનો નિર્વાહ કર્યે જનારા માણસો ઘણા હોય છે. કુબેરદત્ત અને કુબેરદત્તા એ પંક્તિનાં માનવી નહોતાં. સુન્દર સંસ્કારોથી એ ઘડાયાં હતાં. વેશ્યાનાં સન્તાનો હોવા છતાં, તેમનો ઉછેર કુલીન ગૃહોમાં થયો હતો અને સાચા કુલીનો કદિ જ અકાર્યને અકાર્ય રૂપે જાણ્યા બાદ, તે કરવાને માટે ઉત્સાહિત બનતા નથી.

કુબેરદત્તે નિર્ણય કર્યો કે-કોઈ પણ રીતિએ સત્ય પરિસ્થિાતથી માહિતગાર બનવું અને એથી તે સીધો જ પોતાની પાલક માતાની પાસે આવ્યો.

"માતા ! સાચે સાચું કહે, મારો ને તારો સંબંધ કયી જાતિનો છે? સાચેસાચ તું મારી જનેતા જ છો?"

શ્રેષ્ઠિપુત્રની પત્ની કુબેરદત્તે અકાલે પૂછેલા આ પ્રશ્નથી ગભરાઈ. કુબેરદત્તની મુખમુદ્રા ઉપર જેમ શોક અને રોષની છાયા હતી, તેમ તેની વાણી પણ કર્કશ બની હતી. રોજ અતિ મોહક શબ્દોથી માતાને સુખ પમાડનાર કુબેરદત્ત આ રીતિએ પ્રશ્ન પૂછે, એથી તેની પાલક માતાને એકદમ ધ્રાસ્કો પડે તે સ્વાભાવિક છે. આમ છતાં તેણીએ કુબેરદત્તના મસ્તક ઉપર વહાલથી હાથ ફેરવતાં ફેરવતાં પૂછ્યું કે-

"બેટા ! કોઈ દિવસ નહિ અને આજે આટલી ઉમરે આવો

પ્રશ્ન કેમ પૂછવો પડે છે ? શું તેં મારા વાત્સલ્યમાં કોઈ પણ પ્રકારની ઉણપ ભાળી છે ? ”

“ અત્યાર સુધી હું અંધારામાં હતો. તારૂં મારા પ્રત્યેનું વાત્સલ્ય ઓછું નથી, પણ મને ખાત્રી થઈ છે કે-હું તારા ઉદરથી જન્મેલો તારો પુત્ર તો નથી જ. આથી જ હું સાચી હકીકત જાણવાને ઉત્સુક બન્યો છું. ”

“ ગાંડા ! આવી હઠ ન હોય. છતાં તારી મરજી જ હશે, તો અવસરે હું તને બધું જ કહીશ. ”

કુબેરદત્તની પાલક માતા સાચી હકીકત કહેવાને ઈચ્છતી નહોતી, પણ એના ઉત્તરે તો કુબેરદત્તની જિજ્ઞાસા ઉલ્ટી વધારી દીધી. તેણે કહ્યું-“ મારે તો જે હોય તે સાચી બીના આજે ને અત્યારે જ જાણવી છે. તું જયાં સુધી નહિ કહે, ત્યાં સુધી હું અહીંથી ખસવાનો પણ નથી અને ખાવા-પીવાનો પણ નથી. તને મારા સોગંદ છે. ”

“ અરે, અરે, બેટા ! આ તું શું બોલ્યો ? મારો કુબેરદત્ત ઘણું જીવો. બેટા ! ડાહ્યો થઈને માતાની સામે આ પ્રમાણે કરે છે ? ”

“ માતા ! તું ગમે તેટલું કહે, પણ મારો નિશ્ચય ફરવાનો નથી. મારા સોગંદ ન પાળવા હોય તો તારી મરજી. આ દુનિયામાં પુત્રો બહુ પ્રકારના હોય છે. પોતાના જ ઉદરથી જન્મેલા, સપત્નીના ઉદરથી જન્મેલા, દત્તક લીધેલા, માતાપિતાથી તજાઈ જવાના કારણે આશ્રયે રખાએલા અગર તો અન્ય કોઈ રીતિએ પુત્ર તરીકે ઉછેરેલા. આમાંથી હું કયા પ્રકારનો તારો પુત્ર છું, એ તું મને યથાર્થપણે કહે. ”

કુબેરદત્તની પાલક માતાએ જોયું કે—‘ હવે આને કહ્યા વિના ચાલે તેમ નથી અને ખોટી બીના જણાવવી એ ઠીક નથી. ’ આથી તેણીએ યમુના નદીમાં તણાઈ જતી દેખાએલી લાકડાની પેટીથી માંડીને સઘળો જ વૃત્તાન્ત કુબેરદત્તને કહી સંભળાવ્યો.

કુબેરદત્તને હવે તો સંપૂર્ણ ખાત્રી થઇ ગઈ કે-પોતે અને કુબેર-

દત્તા ભાઈ–બેન જ છે. પોતે ભાઈ–બેન છે, એમ જાણવા છતાં ય પાલક માતાપિતાએ વિવાહસમ્બન્ધ યોજ્યો, એથી તો તેનો રોષ ખૂબ વધી ગયો. તેના હૈયામાં ધિક્કારની લાગણી પ્રગટી નીકળી.

" માતા ! તમે જાણવા છતાં પણ આવું દુષ્કૃત્ય કેમ કર્યું ? તે જ માતા એ શ્રેષ્ઠ માતા છે, કે જે માતાએ અમને પોષવા માટે તે અસમર્થ હોઈને, અમારા ભાગ્યના ભરોસે નદીમાં વહેતાં મૂકયાં. એથી અમારૂં બહુ બહુ તો મૃત્યુ થાત, પણ આવું પાપકૃત્ય તો ન જ થાત ! તમે તો વહાલથી પોષી અમને જીવતાં સળગાવી મૂકયાં છે. દુષ્કૃત્યવાળું જીવન મળે, એ કરતાં મૃત્યુ મળે એ જ લાખ દરજ્જે બહેતર છે. હવે હું આ ઘરમાં એક ક્ષણ પણ રહેવાને ચાહતો નથી."

કુબેરદત્તના આ શબ્દોએ તેની પાલક માતાના અન્તઃકરણને ખૂબ આઘાત પહોંચાડયો. એ રોષવાળી ન બની, પણ પોતાની ભૂલ સમજી પશ્ચાત્તાપવાળી બની. તેણે કહ્યું :

" તમો બન્નેના અત્યન્ત રૂપની સમાનતા જોઈ ને અલ્પમતિ-વાળાં અમે મોહિત બન્યાં. તારે અનુરૂપ કુબેરદત્તા સિવાયની કોઈ જ કન્યા અમે જોઈ નહિ અને તેને અનુરૂપ તારા સિવાયનો કોઈ વર શોધ્યો જડયો નહિ : આથી મુંઝાએલાં અમે તમારો વિવાહસંબંધ યોજ્યો. આમ છતાં, હજુ પણ કાંઈ બગડી ગયું નથી. તમો બન્નેની વચ્ચે માત્ર પાણિગ્રહણનો જ સંબંધ થયો છે, પણ સ્ત્રી-પુરૂષના સમ્બન્ધથી ઉદ્ભવતાં પાપકર્મોમાંનું કાંઈ જ થયું નથી. આથી અદ્યાપિ તું કુમાર જ છો અને તેણી કુમારિકા જ છે. તેણીને તું–' આપણે ભાઈ–બેન છીએ '–એવી કલ્યાણકારી વાત જણાવ અને તેનો ત્યાગ કર. વ્યાપાર માટે તું જો દિગ્યાત્રાને કરવા ઈચ્છતો હોય તો ખૂશીથી તેમ કર. એથી તારા મન ઉપરનો બોજો દૂર થઇ જશે અને બહાર તને વધારે શાન્તિ મળશે. સુખે દિગ્યાત્રા કરીને તું શીઘ્ર પાછો ફર, એવી મારી આશિષ છે. અને જો બેટા ! તું ક્ષેમકુશળ પાછો ફરીશ, એટલે અન્ય કન્યાની સાથે તારો મોટા ઉત્સવપૂર્વક વિવાહ કરીશું."

"ઠીક."–કહીને કુબેરદત્ત ત્યાંથી રવાના થયો.

પાલક માતા પાસેથી રવાના થઇને, કુબેરદત્ત સીધો જ કુબેરદત્તાની પાસે આવ્યો. પાલક માતા પાસેથી જાણેલી સઘળી જ હકીકત તેણે કુબેરદત્તાને જણાવી. પછી કહ્યું–

"હે ભદ્રે! હું મુસાફરીએ જાઉં છું અને તું તારે ઘેર જા. તું મારી પત્ની નથી પણ ભગિની છો. તું સમજુ છો, વિવેકવતી છો, દક્ષ છો, એટલે હું કાંઇ જ તને વિશેષ કહેતો નથી. તને જે ઉચિત લાગે તે હવે તું કરી શકે છે. બ્હેન! આપણાં માતા-પિતાએ આપણ બેઉને છેતર્યાં છે, પણ તેનો તો ઉપાય જ નથી. ખરી વાત એ છે કે-આમાં તેમનો પણ દોષ નથી. જેવી આપણી ભવિતવ્યતા. માતા-પિતા પોતાના સન્તાનને વેચે, તજે કે અકૃત્યની પણ આજ્ઞા કરે, તેમાં વસ્તુતઃ તો સન્તાનોના દુષ્કર્મનો જ દોષ છે. આપણા જ દુષ્કર્મે આપણે આ પાપમાં પડયાં!"

આ રીતિએ પોતાના જ દુષ્કર્મને દોષ દેતો અને એથી બીજા સર્વ પ્રત્યેના રોષથી પર બનેલો કુબેરદત્ત અશ્રુભીની આંખે કુબેરદત્તાને જોઈ રહ્યો. કુબેરદત્તા પણ પોતાની વિષમ ભવિતવ્યતાના ખ્યાલથી સજલ નેત્રોવાળી બનીને કુબેરદત્તને જોઇ રહી.

[ ૮ ]

કુબેરદત્તનાં પાલક માતા-પિતાના ઘરને તજીને કુબેરદત્તા પોતાનાં પાલક માતા-પિતાને ઘેર આવી. તેના મોંઢાનું નૂર ઉડી ગયું હતું. તેની આંખો રડીને રડીને સુઝી ગઈ હતી. તેનું શરીર લથડીયાં ખાતું હતું.

કુબેરદત્તાની આ હાલત જોઇને, તેની પાલક માતા ખૂબ વિમાસણમાં પડી ગઇ. તેનું હૈયું ભેદાઇ ગયું. યુવાન અને તાજી પરણેલી દીકરીને આવી તે શી આફત આવી પડી!–એ વિષે એણે અનેકવિધ કલ્પનાઓ કરી લીધી. મુંઝાતી ને ખંચાતી તે કુબેરદત્તાની પાસે આવી. થોડા વખત મુંગાં મુંગાં તેણે કુબેરદત્તાને પંપાળી પછી ધીરેથી કહ્યું–

" પુત્રી ! આટલી બધી શા માટે મુંઝાય છે ? તારી આ અવસ્થા જોઇને મારૂં હૈયું ચીરાઈ જાય છે. તારૂં કોઇ પણ દુઃખ ટાળવાને અમે સમર્થ અને ઉત્સુક છીએ. તારા જેવી હુંશીયાર છોકરી આટલી બધી મુંઝવણ કરે, એ જ મને તો આશ્ચર્ય જેવું લાગે છે. શું કુબેરદત્તે તને કાઢી મૂકી ? "

" માતા ! હું તને જે પૂછું, તે તું યથાર્થપણે જણાવીશ ? "

" જરૂર. "

" જોજે હાં, હું તો જાણી ચૂકી છું, પણ વધુ ખાત્રી કરવાને માટે જ તને આ પૂછું છું."

" જરાય મુંઝા નહિ અને પૂછવું હોય તે પૂછ."

" શું હું તારી જ પુત્રી છું ? "

—અને કુબેરદત્તાના આ પ્રશ્નની સાથે જ, વિજળીના કારમો કડાકો થયો હોય તેમ, તેણીની પાલક માતા વિસ્ફારિત નેત્રે કુબેરદત્તાને જોઈ રહી. કુબેરદત્તાની વેદનાનું કારણ તે સમજી ગઇ. હવે તો તેણીને પણ આ લગ્ન માટે ખૂબ પસ્તાવો થવા લાગ્યો. આંસુ સારતાં સારતાં તેણીએ સઘળી જ વાત કુબેરદત્તાને કહી અને આશ્વાસન આપવા લાગી.

કુબેરદત્તા પોતાની જ તે કથાથી નિર્વેદને પામી. પહેલાં તો તેને કુદરતના કેર પ્રતિ તિરસ્કાર પ્રગટ્યો હતો, પણ કુદરતની કઠોરતાના વિચારો કરતાં કરતાં તે કુબેરદત્તા વિધિનાં વિધાનોની અગમ્યતા અને રહસ્યમયતાના ચિન્તનમાં પડી ગઇ.

" જન્મતાંની સાથે જ માતા-પિતાએ અમારો ત્યાગ કર્યો. એક ભવમાં એ માતા-પિતા થયાં, ભાઈ સાથે લગ્ન થયું, ભાઈ પણ અકાર્યથી રીબાતો ક્યાંક ચાલ્યો ગયો અને હું એકલી જ રહી. હા, પણ આમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? સંસારના સઘળા જ જીવો પોતપોતાના કર્મનું ફલ ભોગવતા આ સંસારમાં પરિભ્રમણ કરી

રહ્યા છે. એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં–એ રીતિએ સંસારમાં અનન્તકાલથી પરિભ્રમણ કરી રહેલા જીવોને કોનો સાથ છે? સૌ એકલા આવે છે અને એકલા જાય છે. કોઈ તેવી ભવિતવ્યતાના યોગે હું ને કુબેરદત્ત સાથે જન્મ્યાં, માતાપિતા દ્વારા સાથે તજાયાં, પાલક પિતાઓના હાથમાં સાથે આવ્યાં, પણ તેથી શું? એ મને છોડી ગયો ને હું પણ તેની સાથે ગઇ નહિ. દૈવનું આ તો એક નાટક જ છે.

"અમારાં માતા-પિતા કોણ હશે? છેક દૂધપીતી અવસ્થામાં તેમણે અમારો ત્યાગ શા માટે કર્યો હશે? તેમનામાં મમતા નહિ હોય, તે કઠોર હશે કે પછી કોઈ આફતનાં માર્યાં તેમણે અમારો પરિત્યાગ કર્યો હશે? માતાની મમતા તો અવર્ણ્ય ગણાય છે. આ મારી પાલક માતા પણ મને સ્હેજ દુઃખ થતાં લેવાઈ જાય છે, તો જણનારી જનેતા આટલી કઠોર કેમ બની શકે? જનેતા પોતાનાં કાણાં-કુબડાં અને ગાંડાં-ઘેલાં પણ સન્તાનોને મમતાથી ઉછેરે છે, જ્યારે અમો ભાઈ-બેન તો દુનિયામાં જેનો જોટો મળવો મુશ્કેલ થઈ પડે એવાં રૂપાળાં છીએ, છતાં ધાવતાં તરછોડીને અમને નદીના પ્રવાહમાં ધકેલી દીધાં, એ શું કહેવાય? જરૂર, આ કોઈ રહસ્યમયી ઘટના છે, પણ આનો ખૂલાસો તો એ મળે અગર કોઈ જ્ઞાની મહાત્મા મળે તો થાય. એ ગમે તેમ હોય, પણ અમે દુર્ભાગી છીએ–એ વાત શંકા વિનાની છે. અમારા દુર્ભાગ્યે જ અમે તેવાં માતા-પિતાને ઘેર જન્મ્યાં અને અમારા દુર્ભાગ્યે જ અમને એવાં પાલક માતાપિતા મળ્યાં, કે જેમણે અમો ભાઈબેનને જ પરણાવી દીધાં.

"ખરેખર, આ સંસારની સઘળી જ લીલા કર્મને આધીન છે. સંસારમાં સમ્બન્ધિઓનો યોગ અને વિયોગ કેવળ કર્માધીન જ છે. સંસારમાં સુખના સંયોગો પ્રાપ્ત થવા કે દુઃખના સંયોગો પ્રાપ્ત થવા, એ પણ કર્મને આધીન છે. અહા, સંસારમાં જન્મવું, જીવવું કે મરવું, એ સર્વ કર્મને આધીન છે. નહિ જન્મવા ઇચ્છનારાને પણ કર્મયોગે

જન્મવું પડે છે અને નહિ મરવા ઇચ્છનારને પણ કર્મવશ મરવું પડે છે. આયુષ્યકર્મ ખતમ થયા પછી, માનવોનો ચક્રવર્તી કે દેવોનો ઈન્દ્ર પણ એક ક્ષણને માટે ય મૃત્યુ કે ચ્યવનથી બચી શકતો નથી. મૃત્યુ બાદ પણ કર્મવશ જીવને જન્મવું જ પડે છે.

"કર્મની આ પરવશતા પણ કેટલી ભયંકર છે? એ જ પરવશતાના કારણે આત્મા અનન્તકાળ પર્યન્ત નિગોદમાં જ જન્મ–મરણનું દુઃખ પામ્યા કરે છે. અનન્તજ્ઞાનિઓ યથાર્થ જ ફરમાવે છે કે–'પ્રથમ તો સઘળાય જીવો અનન્ત પુદ્દગલપરાવર્તો પર્યન્ત સ્થાવરપણે અવ્યવહાર–નિગોદોમાં રહે છે. પોતાની કોઈ સુન્દર ભવિતવ્યતાના યોગે જે જીવો અવ્યવહાર–નિગોદમાંથી નીકળવા પામે છે, તે જીવો પણ અનન્તકાળ પર્યન્ત અનન્તકાયાદિપણે વ્યવહાર–વનસ્પતિમાં વાસ કરે છે. વ્યવહાર–વનસ્પતિમાંથી નીકળવા પામેલા જીવો તે પછી પણ અસંખ્ય ઉત્સર્પિણી–અવસર્પિણી પર્યન્ત ભિન્ન-ભિન્નપણે, પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાયુકાયમાં વસે છે. તે પછી પણ સંખ્યાત સંખ્યાત કાલ પર્યન્ત બેઇન્દ્રિય, તેઈન્દ્રિય અને ચતુરિન્દ્રિય અવસ્થા ભોગવતા જીવો પુનઃ પુનઃ વ્યવહાર–રાશિમાં પરિભ્રમણ કરે છે. આ રીતિએ પરિભ્રમણ કરતા જીવોમાંના સુન્દર ભવિતવ્યતાવાળા જીવો પંચેન્દ્રિય તિર્યંચપણામાં ભમી મહા મુશીબતે મનુષ્યપણાને પામે છે.' કર્મની આવી ભયંકર પરવશતા મેં કેટલી અને કેમ સહી, તેનો મને તો ખ્યાલ સરખો પણ ક્યાં હતો?

"આ રીતિએ દુર્લભ મનુષ્યપણું પામનારા જીવોને માટે પણ આર્યદેશ, આર્યજાતિ, આર્યકુલ, પંચેન્દ્રિયપટુતા, સુન્દર આરોગ્ય, સૂક્ષ્મ બુદ્ધિ અને દીર્ઘ આયુષ્ય–એ વિગેરે વસ્તુઓ પ્રાપ્ત થવી સહેલી નથી. એ વસ્તુઓ પણ મળી જાય, પરન્તુ એ સઘળી જ દુર્લભ વસ્તુઓને સુસફલ બનાવવાના હેતુભૂત સદ્દધર્મ પ્રાપ્ત થવો, એ તો અતીવ મુશ્કેલ છે. કર્મલઘુતા અને પુણ્યોદય વિના આ દુર્લભ વસ્તુઓની પ્રાપ્તિ થાય, એ વસ્તુ સંભવિત જ નથી.

આ પ્રકારે વિચાર કરતી કુબેરદત્તાના અન્તઃકરણમાં અચાનક દીવ્ય પ્રકાશ પથરાયો. "મને પ્રાપ્ત થયેલા સંયોગોનો મારે સદુપયોગ કાં ન કરી લેવો? સદ્ધર્મની આરાધના એજ એક અદ્વિતીય, અનુપમ અને અમોઘ સાધન છે, કે જે સાધન દ્વારા આત્મા કર્મની પરવશતાથી સર્વથા મુક્ત બની શકે છે. કર્મની પરવશતા જાણી રૂદન કરવું, એનો કાંઈ અર્થ નથી. મોહજન્ય રૂદન પણ એની પરવશતાને વધારનારૂં છે. અનન્તકાલમાં આ જીવે અનન્ત માતાપિતા કર્યાં, અનન્ત ભાઈ કર્યા, અનન્ત પતિ કર્યા, અનન્ત સંબંધિઓ કર્યા. એ પ્રતાપ કર્મનો જ હતો. તેવું કર્મ ક્ષીણ થતાં તેવા સમ્બન્ધો પણ ક્ષીણ થયા. આવા સમ્બન્ધોનો મોહ શા કામનો?"

આવા અનેક વિચારોએ કુબેરદત્તાને પ્રોત્સાહિત બનાવી. તે ધીર બની અને વીરતા કેળવવા લાગી. કર્મના પારતન્ત્ર્યનો વિનાશ સાધવા માટે તે કૃતનિશ્ચયા બની. મુક્તાવસ્થા પામવા માટે ભગીરથમાં ભગીરથ પણ પ્રયત્ન કરવાને માટે તે તત્પર બની.

એક વેશ્યાપુત્રીની આ વિચારસરણી કેટલી બધી પ્રબોધક છે? કુબેરસેના વેશ્યાએ જ આ પુત્રીને ઉછેરી હોત તો? કદાચ કુબેરદત્ત, કુબેરદત્તા અને કુબેરસેનાના પોતાના પણ સુન્દર ભાવિએ જ દશ દિવસનાં બાળકોને તજવાની અને ભાઈ–બેનના લગ્નની ઘટનાનું નિર્માણ કર્યું હશે. કુબેરસેનાથી તજાએલી કુબેરદત્તાને અહીં કેવું ઉમદા શિક્ષણ પ્રાપ્ત થયું હશે? કેવા પવિત્ર સંસ્કારોએ તેના હૃદયપટ ઉપર છાયા પાડી હશે? ફરી પરણવાનો ખ્યાલ પણ ન કરતાં, તે મુક્તિમાર્ગની ઉત્કટ આરાધના કરવાને જ ઉત્સુક બની, એ તેને પ્રાપ્ત થયેલા ઉમદા શિક્ષણ અને પવિત્ર સંસ્કારોનો પણ પ્રભાવ છે. આટલું સમજનારાં માતા–પિતા પોતાનાં સન્તાનોને કેવું શિક્ષણ અને કેવા સંસ્કારો આપવામાં સાર્થકતા છે, એ સહજ રીતિએ સમજ્યા વિના રહી શકે તેમ નથી.

કર્મની પરતન્ત્રતાને ભેદી મુક્તિ મેળવવાના દઢ નિશ્ચયવાળી

બનેલી કુબેરદત્તાએ દીક્ષા ગ્રહણ કરી. નિરતિચારપણે પોતે ગ્રહણ કરેલા ચારિત્રનું પરિપાલન કરતી આર્યા કુબેરદત્તા દુસ્તપ એવા પણ તપને તપવા લાગી. પોતાની કાયાની મમતા તજી, આરાધનાનું સાધન બન્યું રહે એટલા પૂરતી જ શરીર વિષે તે સાધ્વીની કાળજી હતી. આ વખતે પણ તે કુબેરદત્તાએ પેલી મુદ્રિકાને તો કોઇ ખાસ હેતુથી પોતાની પાસે છૂપાવીને જ રાખી હતી.

દીક્ષિત બનેલાં કુબેરદત્તા પોતાની પ્રવર્તિનીની સાથે અનેકવિધ પરીષહોને સહતાં ગામેગામ વિહાર કરવા લાગ્યાં. એ રીતિએ પરીષહોને સહતાં અને અખંડપણે દુસ્તપ તપને તપતાં તેઓ અવધિજ્ઞાનને પામ્યાં. અવધિજ્ઞાનને પામેલાં તે સાધ્વીજી, હાલ કુબેરદત્ત ક્યાં છે અને કેમ છે?-તેનો ચિન્તવના કરવા લાગ્યાં અને એથી જ્ઞાનબળે એમણે જે દશ્ય જોયું તે જોતાં સંસારની એક ભયંકર વિષમતાના વિચારમાં તે કુબેરદત્તા સાધ્વી ઓતપ્રોત થઇ ગયાં. એજ ક્ષણે એમણે પોતાના સંસારિપણાના ભાઇને અને માતાને પણ પ્રતિબોધ પમાડવાનો નિર્ણય કર્યો.

[ ૯ ]

સાધ્વી કુબેરદત્તાએ જોયેલું દશ્ય કેવું કમકમાટી ઉપજાવનારૂં હતું ? કેટલું બધું કરૂણ હતું ?

કુબેરદત્ત અનેક મુંઝવણો વચ્ચે ઘેરથી નીકળ્યો હતો. યમુનાના કિનારે આવીને તે નાવમાં બેઠો. નાવ મથુરાપુરી તરફ જવાની હતી, એટલે તે પણ મથુરાપુરી તરફ રવાના થયો.

પોતાના દુષ્કર્મના પરિતાપથી તેનું જીગર જલી રહ્યું હતું, એટલે તેને મથુરાપુરી આવી પહોંચ્યાનો ખ્યાલ પણ ન રહ્યો. નાવિકે તેની વિચારતન્દ્રા તોડી અને તે નાવમાંથી ઉતરી મથુરાપુરીમાં ક્યાં જવું તેનો વિચાર કરવા લાગ્યો.

નદીતટ ઉપર આવેલાં વૈષ્ણવોનાં તીર્થધામોના ઘાટ બ્રાહ્મણોથી

ભરપૂર હોય છે. અજાણ્યા મુસાફરો પાસેથી તેઓ દક્ષિણા મેળવવાના અનેક ઉપાયો યોજે છે. મુસાફરોને પોતાને ઘેર ઉતારો રાખવા માટે પણ તેઓ લલચાવે છે. તેઓમાંના કેટલાકો તો સભ્ય ગુંડાઓ જ હોય છે, આમ છતાં તેમની આ પ્રવૃત્તિ, અજાણ્યા અને વિમાસણમાં પડેલા મુસાફરોને માટે કેટલીક વાર આશિર્વાદ સમ પણ થઈ પડે છે.

પળ, બે પળમાં તો તીડનાં ટોળાંની જેમ બ્રાહ્મણો તેને વળગી પડચા. કુબેરદત્તનું સુરૂપ શરીર, મૂલ્યવાન દાગીનાઓ અને મુખ ઉપર દેખાતી સ્પષ્ટ મુંઝવણ, કોઈ પણ બ્રાહ્મણને આકર્ષે તેમ હતું. કાંઈ પણ પૂછ્યા વિના એક બ્રાહ્મણ તેને પોતાને ઘેર લઈ ગયો.

ધીરે ધીરે કુબેરદત્ત ભોમીયો થયો. તેણે વ્યાપારમાં પ્રવીણતા પ્રાપ્ત કરી. ભાગ્યના સહારે તેના પાસા સીધા જ પડવા લાગ્યા. થોડાંક વર્ષોમાં તો તે ખૂબ ધન રળ્યો. પછી તો યુવાન, ધનવાન અને અંકુશ વિનાનો તે વિલાસના માર્ગે વળ્યો.

મથુરા નગરીમાં કુબેરસેના વેશ્યા પંકાતી હતી. અનેક લક્ષ્મીનન્દનો ઘેલા બનીને એનું આંગણું ઘસતા હતા. 'ગમે તેટલા ભોગો ભોગવ્યા, પણ કુબેરસેનાને ન ભોગવી તો જીવતર ને ધન શા કામનું ?'—આવી માન્યતા ધરાવનારાઓનો મથુરામાં ટોટો નહોતો.

લોકમુખે અવનવી વાતો સાંભળતો અને વિલાસના માર્ગે વળેલો કુબેરદત્ત કુબેરસેના પ્રતિ આકર્ષાયો. કુબેરસેના પણ એના જેવા રૂપસંપન્ન, ધનસંપન્ન અને યૌવનસંપન્ન પ્રતિ આકર્ષાયા વિના રહી શકી નહિ. ધીમે ધીમે બન્નેનો સમ્બન્ધ ગાઢ બન્યો.

હવે કુબેરદત્તને એક વાત ખટકવા લાગી. 'મારી કુબેરસેના કેવળ મારી જ રહેવી જોઈએ.'—એ વિચારમાંથી જ એનો એ ખટકારો જન્મ્યો હતો. કોઈ પણ ભોગે કુબેરદત્ત રૂપલાવણ્યશાલિની કુબેરસેનાને પોતાની—માત્ર પોતાની જ બનાવવા માગતો હતો.

અવસર પામીને તેણે કુબેરસેનાની પાસે પોતાનો મનોભાવ વ્યક્ત

કર્યો. " તારે જે જોઈએ તે માગ, પણ તું કેવળ મારી પત્ની બનીને રહે. "–એવી કુબેરદત્તે માગણી કરી. કુબેરસેના જેવી વેશ્યા આવી વાત કેમ સ્વીકારે ? આંખના ઈસારે અનેકોને નચાવતી અને ધાર્યું હોય તેવી રીતિએ ભલભલાને નીચોવતી કુબેરસેના કુબેરદત્તનો સ્વામી તરીકે સ્વીકાર કરે અને પોતે ગૃહિણી બનીને રહે, એ કેમ બને?

કુબેરદત્તે પોતાની ધારણા બર આવે એ માટે પુષ્કળ દ્રવ્ય આપવા માંડયું. સમજાવટ કરવામાં પણ કમીના રાખી નહિ. આખર એની આશા ફળી. કુબેરસેનામાં કોઈ સદ્‌ભાગી પળે ગૃહિણી બનવાની ભાવના જાગી. વર્ષો પૂર્વે તેના અન્તરમાં ગૃહિણી બનવાનો વિચાર પ્રગટયો હતો. એ વિચાર ને એ પ્રસંગ તેને યાદ આવ્યો. ગૃહિણી બનવાના વિચારથી તેનું હૈયું થનગની રહ્યું.

કુબેરદત્તને સામાજિક ભીતિ હતી નહિ અને વિલાસભૂખ્યા ધનવાનો તો ધનસંપન્નતામાં જ આબરૂ માને, એટલે કુબેરદત્ત વેશ્યાને પણ પત્ની તરીકે સ્વીકારતાં અચકાયો નહિ. દુર્દૈવે આ રીતિએ માતા સાથે જ પુત્રના લગ્નસમ્બન્ધને યોજ્યો. તેઓના સંભોગના ફલ રૂપે તેઓને એક પુત્રની પણ પ્રાપ્તિ થઈ.

## [ ૧૧ ]

હવે તો કુબેરદત્તને રીઝવવામાં જ કુબેરસેના આનન્દ અનુભવતી હતી. મલિન વેશ્યાજીવન કરતાં નિર્મલ ગૃહિણીજીવન તેને ખૂબ જ ગમી ગયું હતું. આટલાં વર્ષે પણ તે વેશ્યાવૃત્તિનો પરિત્યાગ કરીને એક જ પતિની પત્ની બની શકી, એ તેને મન હવે તો અત્યન્ત પ્યારૂં લાગતું હતું. આવા પ્યારા જીવનને પામીને તે કુબેરદત્તની આરાધના કર્યા કરતી. કુબેરદત્ત પણ કુબેરસેનાની દિન–પ્રતિદિન નવી શોભાને ધરતી આરાધનાથી બહુ જ તુષ્ટ હતો. એનામાં ઘેલછા આવી હતી, એમ કહીએ તોય ચાલે. રાત્રિદિવસ તે કુબેરસેનાની સાનિધ્યમાં જ રહેતો. ન છૂટકે જ વ્યાપાર માટે તે બહાર જતો અને બનતી ત્વરાએ

પાછો ફરતો. પુત્રપ્રાપ્તિથી તો કુબેરદત્ત અને કુબેરસેના બેઉનો અનુરાગ ઓર વધી ગયો હતો.

એક વાર કુબેરદત્ત કોઈ વ્યવસાય નિમિત્તે બહાર ગયો હતો. તેના પાછા ફરવાનો સમય થઈ ગયો હતો. કુબેરસેના તેની આતુરતાથી રાહ જોતી અટારીયે ઉભી હતી. દૂરથી પોતાના મકાન તરફ આવતું તેણે પરિવ્રાજિકાઓનું જૂથ જોયું. સૌનાં વસ્ત્રો મેલાં હતાં અને શરીર બોજાથી લદાએલાં હતાં. તે જૂથની આગળ એક સૌન્દર્યવતી પરિવ્રાજિકા ચાલતી હતી. તેના મુખ ઉપર તેજ વિલસી રહ્યું હતું. તે પરમ જ્ઞાનની સ્વામિની હોય અને પગલે પગલે પૃથ્વીને પાવન કરતી હોય, એવો કુબેરસેનાને ભાસ થયો.

કુબેરસેના એકદમ નીચે ઉતરી. પોતાના ઘર તરફ આવી તપસ્વિનીઓ શા માટે આવતી હશે–તેની કલ્પના તે કરી શકી નહિ, પણ આવી તપસ્વિનીઓને આદર આપવાને તો તેનું દીલ લલચાયું જ.

તપસ્વિનીઓનું જૂથ કુબેરસેનાના ઘર પાસે આવી પહોંચ્યું. એક આગળ ને બીજાં પાછળ, એમ સૌ ઉભાં રહ્યાં. કુબેરસેનાના હાથ એકદમ જોડાઈ ગયા.

"ધર્મલાભ. અહીં અમને સ્થાન મળશે કે ?" આગેવાન તપસ્વિનીએ મધુર સ્વરે પૂછ્યું.

"અમારૂં પરમ સદ્ભાગ્ય, આર્યે ! પણ હું એક વેશ્યા છું. જન્મે વેશ્યા હોવા છતાં, હાલ તો મારે કુલવધૂની જેમ એક જ પતિ છે. કુલીન પતિના સંસર્ગ યોગે જ મેં આવો કુલવધૂને છાજતો વેષ પહેર્યો છે. અને આવા કુલીનપણાના આચરણથી જ મારા ઉપર આપની કૃપા થઈ લાગે છે."

કુબેરસેનાએ આટલી ચોખવટ કરવા છતાં પણ તેણે આર્યાઓને અહીં આશ્રય મેળવવા માટે ઉત્સુક જોઈ. આથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. તરત જ તેણે કહ્યું : "આપ મારા ઘરમાં પધારો અને

આ સ્થાનના આશ્રયને સ્વીકારો. આપના પધારવાથી હું તો માનું છું કે–ખુદ દેવો જ આ વેષે મારે આંગણે પધાર્યા છે."

અવધિજ્ઞાનના બળે કુબેરદત્ત અને કુબેરસેનાની કરૂણ અવસ્થા નિહાળી, સાધ્વી કુબેરદત્તા પોતે જ સપરિવાર અહીં પધાર્યાં હતાં. કુબેરસેનાએ આપેલા સ્થાનમાં તેઓએ નિવાસ કર્યો. કુબેરસેના પણ પોતાના બાળક સાથે ત્યાં વારંવાર આવતી અને બાળકને આર્યા કુબેરદત્તાના ચરણો પાસે મૂકતી.

જે જીવ જે પ્રકારે બોધ પામે તેમ હોય, તે જીવને તે પ્રકારે બોધ પમાડવો–એવી સાચા ઉપકારી મહાપુરૂષોની નીતિ હોય છે. આથી આર્યા કુબેરદત્તા તે બાળકને રમાડતાં હોય તેમ બોલાવવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે—

"છોકરા ! તું મારાથી ડરે છે ? તું તો મારો ભાઈ પણ થાય છે, પુત્ર પણ થાય છે, દીયર પણ થાય છે, ભત્રીજો પણ થાય છે, કાકો પણ થાય છે અને પૌત્ર પણ થાય છે. મારે તારી સાથે જેમ આ છ પ્રકારના સંબંધો છે, તેમ તારા પિતા અને તારી માતા સાથે પણ છ છ પ્રકારના સમ્બન્ધો છે : માટે આવ અને મારી પાસે ખેલ."

આર્યા કુબેરદત્તા આ રીતિએ વારંવાર કહેતાં અને કુબેરસેના એ સાંભળી ચકિત થતી. એક વાર કુબેરદત્તે પણ આર્યા કુબેરદત્તાને એ પ્રમાણે બોલતાં સાંભળ્યાં. આથી અવસર પામીને તેણે પૂછ્યું કે–

"હે પૂજ્યે ! આપ આ શું બોલો છો ? આપના કથનનું રહસ્ય સમજાતું નથી અને દેખીતી રીતિએ આપનું કથન પરસ્પર-વિરોધી લાગે છે, એટલે આશ્ચર્ય થાય છે. કૃપા કરી સત્ય હોય તે જણાવો અને અમારા સંશયને ભેદો."

આર્યા કુબેરદત્તાએ જોયું કે–ધાર્યો અવસર પ્રાપ્ત થયો છે. પ્રતિબોધ પમાડવાની આ સુન્દર તક છે. તેમણે કહ્યું :

"હું કહું છું તે બરાબર જ કહું છું. આ બાળક મારો ભાઈ

છે: કારણ કે-મારી અને આ બાળકની માતા એક જ છે. આ બાળક મારો **પુત્ર** પણ છે: કારણ કે-મારા પતિથી જ આ જન્મેલો છે. આ બાળક મારો **દીયર** પણ છે: કારણ કે-મારા પતિની અને આ છોકરાની મા એક જ છે. આ બાળક મારો **ભત્રીજો** પણ છે: કારણ કે-આ મારા ભાઈનો જ પુત્ર છે. આ બાળક મારો **કાકો** પણ છે: કારણ કે-આ છોકરાની અને મારી માતાના પતિની જનેતા એક હોઈને આ છોકરો મારી માતાના પતિનો ભાઈ છે. આ બાળક મારો **પૌત્ર** પણ છે: કારણ કે-મારી શોકના પુત્રનો આ પુત્ર છે.

"વળી-આ બાળકનો પિતા મારો **ભાઇ** છે: કારણ કે-અમે એક જ માતાનાં સંતાનો છીએ. આનો પિતા એ મારોય **પિતા** છે: કારણ કે-આ છોકરાનો પિતા એ મારી માતાનો પતિ છે. આનો પિતા મારો **દાદો** પણ થાય છે: કારણ કે-તે મારા કાકાનો પિતા છે. આનો પિતા મારો **પતિ** પણ થાય છે: કારણ કે-હું એને પરણેલી છું. આ છોકરાનો પિતા મારો **પુત્ર** પણ થાય છે: કારણ કે-તે મારી શૉકના જ ઉદરથી ઉત્પન્ન થયેલો છે. આનો પિતા મારો **સસરો** પણ થાય છે: કારણ કે-મારા પતિ અને આની જનેતા એક છે અને એમ આ છોકરો મારો દીયર થતો હોઇને, તેનો પિતા એ મારો સસરો પણ થાય.

વળી-આ છોકરાની માતા એ મારી પણ **માતા** છે: કારણ કે-આ છોકરાની માતાના ઉદરથી જ હું પણ જન્મેલી છું. આ છોકરાની મા એ મારી **દાદી** પણ છે: કારણ કે-આ છોકરો મારો કાકો થાય છે. આ છોકરાની મા એ મારી **ભોજાઇ** પણ થાય છે: કારણ કે-તે મારા ભાઈની પત્ની છે. આ છોકરાની મા એ મારી **પુત્રવધૂ** પણ છે: કારણ કે-તે મારા સાવકા પુત્રની પત્ની છે. આ છોકરાની મા એ મારી **સાસુ** પણ છે: કારણ કે-એ મારા પતિની માતા છે. આ છોકરાની મા એ મારી **શૉક** પણ છે: કારણ કે-મારા પતિની એ પણ પત્ની છે."

કુબેરદત્ત અને કુબેરસેના આ સાંભળતાં સાંભળતાં અનેક તર્ક-વિતર્કો કરી રહ્યાં હતાં. કુબેરદત્તને લાગ્યું કે–'આ મારી બેન કુબેરદત્તા જ હોવી જોઈએ અને કદાચ આ કુબેરસેના જ મારી માતા હશે.' કુબેરસેના પણ એજ વિચારતી હતી કે–'આ બન્ને તે દિવસે યમુનાના પ્રવાહમાં વહેતાં મૂકાએલાં મારાં સન્તાનો તો નહિ હોય ?'

પણ તેમને વધુ વિચાર કરવાની જરૂર જ ન રહી. આર્યા કુબેરદત્તાએ આજ સુધી છૂપાવીને જાળવી રાખેલી મુદ્રિકા કાઢી અને કુબેરદત્તને આપી. મુદ્રિકાને જોતાં, ક્ષણ માત્રમાં આ સમ્બન્ધવિપ્લવનો કુબેરદત્ત અને કુબેરસેનાને ખ્યાલ આવી ગયો. તેમનાં હૈયાંની વેદના શબ્દોમાં આલેખ્યા વિના પણ વાંચકો સમજી શકે તેમ છે.

કુબેરદત્ત સંવેગને પામ્યો, દીક્ષિત બન્યો અને શેષ જીવનને તપોમય બનાવીને તે સ્વર્ગને માર્ગે સીધાવ્યો.

કુબેરસેના પણ શ્રાવિકા બની અને સંયમની ભાવનાને ખીલવતી રહી. આખર તે પણ સાધ્વી કુબેરદત્તાના જ ચરણશરણને પામી કૃતાર્થ બની.

એક વેશ્યાકુમારીએ સાધેલા કુલોદ્ધારની આ કથા અહીં સમાપ્ત થાય છે. કર્મને આધીન સંસારી જીવો આવી અને આથી પણ વધારે વિષમ અવસ્થા પામે, એ સ્વાભાવિક છે. વેશ્યા, વેશ્યાપુત્ર અને વેશ્યાપુત્રીમાં જે અન્તિમ ભાવનાઓ પ્રગટી, તે આપણામાં પ્રગટે અને જીવન સદાચારશીલ બને, એમાં જ આપણને મળેલી શક્તિની અને સામગ્રીની વાસ્તવિક સાર્થકતા છે.

  

**આ કથા કે કથાનો ભાગ છાપતાં કે છપાવતાં પૂર્વે**
**લેખકની લેખિત પરવાનગી અવશ્ય મેળવી લેવી.**

**Printed at The 'Vir-Vijaya' Printing Press.**
**by Ramanlal Pitamberdas Kothari**
**Ratan Pole : Sagar's Khadaki : Ahmedabad.**

## પ્રતિબોધની દૃષ્ટિએ લખાએલી ધાર્મિક કથાઓ

### પ્રચાર કરવા ઇચ્છનારાઓને વિનંતિ

અમારો વિચાર આ જાતિની ઓછામાં ઓછાં ૨૪ અને વધુમાં વધુ ૩૬ પાનાંની કથા-પુસ્તિકાઓ પ્રગટ કરવાનો ઇરાદો છે. આ પુસ્તિકાના પહેલા પાના ઉપર જે મૂલ્ય પ્રગટ કર્યું છે, તેજ મૂલ્યે દરેક પુસ્તિકા આપવાની અમારી ઇચ્છા છે. પણ આજે યુદ્ધના વાતાવરણથી કાગળોના ભાવ એકદમ વધી ગયા છે, એટલે બીજી પુસ્તિકા ક્યારે પ્રગટ થશે તે ચોક્કસ કહી શકાતું નથી. આમ છતાં આસો મહિનાની ઓળીના પવિત્ર પ્રસંગ ઉપર પ્રગટ કરવાની તીવ્ર અભિલાષા છે. આ માટે અમે અગાઉથી ગ્રાહકો નોંધવા ઇચ્છીએ છીએ. જે ભાઈઓ ગ્રાહક થવા ઇચ્છતા હોય, તેઓ નીચેનાં સ્થળો-માંથી કોઈ પણ એક સ્થળે પોતાને ખરીદવાની નકલો જણાવે. ૫૦૦ અગર તેથી વધુ ખરીદનાર ગૃહસ્થોનાં નામો તેમની નકલો ઉપર છાપી આપવામાં આવશે. પુસ્તિકા પ્રગટ કરવાનો સમય નક્કી થયે તે શ્રી વીરશાસનમાં જાહેર કરવામાં આવશે.

**પૂ. આ. શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાળા**
**ગોપીપુરા–સુરત**

**શ્રી વીરશાસન કાર્યાલય, રતનપોળ : અમદાવાદ**

**ચીમનલાલ નાથાલાલ શાહ [ શ્રીકાન્ત ]**
પાડાપોળમાં ચંગપોળ : રીચીરોડ : **અમદાવાદ**